# પિરામીડની છાયામાં



ચંદ્રશંકર શુક્લ

પરિષદ સાહિત્ય માળા—નં. ૩
વિશ્વસાહિત્ય માળા—નં. ૧
સંપાદક : કનૈયાલાલ માણેકલાલ મુનશી

# પિરામીડની છાયામાં

[ મિસરનું પ્રાચીન સાહિત્ય ]

ચંદ્રશંકર પ્રાણશંકર શુકલ




ગુજરાતી સાહિત્ય પરિષદ તરફથી
ભારતીય વિદ્યા ભવન, મુંબઈ

પ્રકાશક: ગુજરાતી સાહિત્ય પરિષદ તરફથી
પ્રભાશંકર રામચંદ્ર ભટ્ટ
માનાર્હ સહમન્ત્રી ભારતીય વિદ્યા ભવન,
પોચખાનવાળા રોડ, વરલી, મુંબઈ ૧૮



આવૃત્તિ ૧ લી
૧૯૪૩

કિંમત બે રૂપિયા

મુદ્રક : મણિલાલ પુ. મિસ્ત્રી, બી. એ.
આદિત્ય મુદ્રણાલય રાયખડ : અમદાવાદ

# પ્રસ્તાવના

ગુજરાતી સાહિત્ય પરિષદને મેં બે સ્વરૂપે કલ્પી છે: એક ગુજરાતની અસ્મિતાના મંદિરરૂપે, બીજી સાહિત્ય દ્વારા કાર્ય કરતી ગુજરાતની શારદાપીઠરૂપે. એ સિવાય એનું ત્રીજું સ્વરૂપ હાલના સંયોગોમાં શક્ય નથી.

૧૯૨૪માં એની સાથે મારો સીધો સંબંધ બંધાયો ત્યારથી હું એના પહેલા સ્વરૂપ પર ભાર દેતો આવ્યો છું. બીજાને માટે ૧૯૨૬માં યોજના ઘડેલી, પણ પરિષદના બંધારણીય વમળમાં એ અટવાઈ ગઈ. માત્ર એ દિશામાં સિદ્ધિ મળે તે માટે થોડા પૈસા ભેગા થઈ શક્યા.

પણ જ્યાં સુધી સાહિત્ય પરિષદ માટે કાર્ય કરતી ચાલુ સંસ્થા ન ઊભી થાય અને તેને અંગે આ જ કામ કરવામાં આખો સમય આપનાર કાર્યકર્તાઓ ન હોય ત્યાં સુધી આ પ્રયાસ સફલ નથી થવાનો એમ મારું માનવું હતું. એટલે ૧૯૩૭–૧૯૪૦ના મારા પ્રમુખકાલમાં એ ક્ષતિ પૂરવા મેં પ્રયાસ આદર્યો. પરિણામે ભારતીય વિદ્યા ભવન, હેમચંદ્ર સ્મારક, ને નર્મદ શિક્ષાપીઠ ઊભાં થઈ શક્યાં, એટલું જ નહિ પણ તે કાળમાં ભવનની મદદથી પહેલી જ વાર પરિષદ સાહિત્ય ને અન્વેષણનાં સંગીન પુસ્તકો બહાર પાડી શકી.

માત્ર સંગીન પુસ્તકો દ્વારા સાહિત્યની શારદાપીઠ ન ચાલી શકે. એને માટે લોકોને સુગમ એવા સાહિત્યની જરૂર છે. આ ઉદ્દેશ પૂરો કરવા પરિષદની મધ્યસ્થ સભાએ પરિષદ સાહિત્ય માળાની યોજના ઘડી, અને એ પાર પાડવા મને સંપાદક નીમ્યો.

આ માળાનો મુખ્ય વિભાગ વિશ્વસાહિત્ય માળા છે. એનો હેતુ જગતનું શિષ્ટ સાહિત્ય ગુજરાતીમાં ઉતારવાનો છે. ગમે તે ભાષામાં લખાયું હોય તોપણ શિષ્ટ સાહિત્ય સનાતન સરસ્વતાનું કીર્તિમંદિર છે. એનાં દર્શન કરવા જનારને ભાષા, દેશ, જાતિ કે ધર્મની મર્યાદાઓ નથી. ત્યાં દરેક રસિક માનવહૃદય પૂજી શકે છે, પ્રેરણા મેળવી શકે છે, નિરવધિ આનંદનો મોક્ષ મેળવી શકે છે, અને એ પૂજા, પ્રેરણા ને સાક્ષાત્કાર વડે જ પોતાનું સાહિત્ય અને જીવન ઉન્નત કરી શકે છે. ગુજરાતી સાહિત્યમાં આવું કીર્તિમંદિર રચાવાની થોડીઘણી તૈયારી પણ મારા સંપાદનકાળમાં થાય તો હું કૃતકૃત્ય થયો એમ માનીશ.

આ માલાનો આ પહેલો મણકો છે. એમાં ૫,૦૦૦ વર્ષો પૂર્વે રચાયેલા મિસરના અમર સાહિત્યમાંથી થોડીક વાનગીઓ આપી છે.

પ્રાચીન સંસ્કારભૂમિમાં મિસરનું સ્થાન અપ્રતિમ છે. નાઇલ નદીના પટથી બનેલા રણમાં પણ ફળદ્રુપ એવો આ નાનકડો દેશ ઇતિહાસકાલની ઉષામાં પણ સંસ્કાર, સાધનસંપત્તિ અને પ્રતાપથી ઝળકે છે ઇ. સ. પૂર્વે ૩૦૦૦ના આશરામાં ત્યાં સુશ્લિષ્ટ રાજ્યબંધારણ, ઉચ્ચ કલાકૌશલ્ય, ઉન્નત ધર્મભાવના, અને વિશુદ્ધ સાહિત્યપ્રણાલી દેખાય છે. મિસરવાસીઓએ નહેરો બાંધી, પિરામીડો બનાવ્યા, ચિત્રલિપિ દ્વારા લખવાની કલા અપનાવી, અને સુંદર સાહિત્ય સરજ્યું. એમની સંસ્કૃતિ સાધનપ્રધાન હોવાથી આજે એ બધાંના અખંડિત અવશેષો મળી આવે છે.

ઇ. સ. પૂર્વે ૪૪૦૦માં મીનીસ રાજા થઇ ગયો ત્યાંથી માંડીને તે ઇ. સ પૂર્વે ૩૩૨માં સિકંદરે મિસર લીધું ત્યાં સુધીનો

એનો લગભગ કડીતોડ ઇતિહાસ મળી આવે છે. સુમેર, આર્યાવર્ત ને ચીન સિવાય એશિયા ને યુરોપના બધા પ્રાચીન દેશોએ મિસર પાસે સંસ્કારદીક્ષા લીધી એ નિઃશંક છે.

મિસરનું સાહિત્ય થોડું કોતરાયેલા લેખોમાં મળે છે. એમાં ઇતિહાસ, નીતિ ને વિજ્ઞાનવિષયક નિબંધો, ધર્મસાહિત્ય, કથાઓ, કાવ્યો વગેરે ઘણું છે. ભાઈ ચંદ્રશંકરે આ પુસ્તકને અંતે એ વિશે જે નિબંધ આપ્યો છે તે એનો સારો ખ્યાલ આપશે.

એ સાહિત્ય ઊંચા પ્રકારનું છે, રસસમૃદ્ધ છે, હૃદયંગમ છે; કાલક્રમને વટાવી અમરતાના અખંડ પ્રકાશમાં જીવનસૌંદર્યની ઝાંખી કરાવે છે.

એવા સાહિત્યને ગુજરાતીમાં લઈ આવવાનું કામ અઘરું છે. આપણી ભાષામાં એની ખૂબીઓ જાળવવી એ કામ એથીયે અઘરું છે. બંને કામ ભાઈ ચંદ્રશંકરે કલાથી ને ઉત્સાહથી કર્યાં છે. એમને હું અભિનંદન આપું છું.

મુંબઈ, ૧૯–૩–૪૩ **કનૈયાલાલ મુનશી**

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૪ | ૯ | ઓસાપ્રરીના | ઓસાપ્રરીસના |
| ૨૫ | નીચેથી ૨ | ૫૨ | ૨૨ |
| ૪૧ | નીચેથી ૪ | કર્યો. જેમને | કર્યો. |
| ૪૫ | ૧૮ | હેઠે | પેઠે |
| ૫૭ | ૧ | ૧૯ | ૧૬ |
| ,, | ૧૨ | ઉમરાવોને | ઉમરાવો ને |
| ૬૮ | ૬ | ક્યાં છે | ક્યાં છે તે |
| ૮૨ | ૧ | ૨૫ | ૨૫ ક |
| ૧૦૩ | ૨૦ | સ્ત્રીઓઓ | સ્ત્રીઓએ |
| ૧૦૪ | ૯ | પ્રકારનાં પ્રકારનાં | પ્રકારનાં |
| ૧૧૮ | ૧૧ | ગયો | ગયાં |
| ૧૨૮ | નીચેથી ૩ | તે | તેં |

# અનુક્રમણિકા

## ૧

# સૂર્યદેવની સ્તુતિ

[ રા અથવા રે — સૂર્યદેવ — મિસરના દેવમંડળમાં શ્રેષ્ઠ દેવ ગણાતો. એ તેજસ્વી પિતા હતો, ને ધરતીમાતાને પ્રખર ઉષ્મા ને પ્રકાશ વડે ફળદ્રુપ બનાવતો. કેટલીકવાર એને દૈવી વત્સ (વાછડો) કહેવામાં આવતો; તે દરરોજ ઉષ:કાળે નવો જન્મ ધારણ કરતો; એ સ્વર્ગીય નૌકામાં બેસી આકાશમાં ધીરે ધીરે સફર કરતો; અને સાયંકાળે જેમ કોઇ ઘરડો માણસ લથડિયાં મારતો કબર તરફ જાય તેમ, પશ્ચિમમાં ઊતરી પડતો. રા સૃષ્ટિનો સરજનહાર છે એમ મનાતું. સૂર્યને કેટલીકવાર હોરસ નામે પણ પૂજવામાં આવતો. તે બાજનું રૂપ ધારણ કરી દિનપ્રતિદિન આકાશમાં ભવ્યતાથી ઊડે છે, ને પોતાના રાજ્યની દેખરેખ રાખે છે, એમ કલ્પવામાં આવતું. પાછળથી રા, અમન અને તાહ એ ત્રણ દેવને ભેળા કરી તેમને એક જ પરમેશ્વરની ત્રણ મૂર્તિઓ માનવામાં આવતા. ]

હે રા,[1] તું ઊગે છે ત્યારે હું તને નમન કરું છું. તારું મનોહર રૂપ મારી આંખ આગળ પ્રગટ થાય છે ને તારું તેજ મારા દેહ પર પડે છે ત્યારે હું તારી પૂજા કરું છું. અનુકૂળ વાયુ વાતો હોય એવી વેળાએ તું સેકેત નાવમાં બેસીને આથમવા ઊપડે છે, ને તારું હૈયું

---

૧. સૂર્ય.

હરખાય છે; માતેત નાવનું હૈયું હરખાય છે. તું શાંતિથી આકાશમાં વિચરે છે, ને તારા સર્વ શત્રુઓ હેઠા પડે છે. કદી વિશ્રાંતિ ન લેનારા તારા તારાં સ્તુતિગાન ગાય છે. જે તારા વિશ્રાંતિ લે છે, તથા જે તારા કદી ઊગવું ચૂકતા નથી, તેઓ પણ, તું મનુગિરિના[2] ક્ષિતિજ પર વિશ્રાંતિ લેવા ઢળી પડે છે ને વેળાએ, તારો યશ ગાય છે. તું પ્રભાતે તેમજ સાયંકાળે સુસ્વરૂપ ભાસે છે. હે દેવ, તું જીવંત છે, તું અવિચળ છે; હે મારા નાથ!

નમન છે તને. તું ઊગે છે ત્યારે 'રા' હોય છે; અને રમણીય રૂપે આથમે છે ત્યારે 'તેમ' હોય છે. હે દેવોના અભિષિક્ત રાજા! તું તારી માતા (નૂત)ની[3] પીઠ પર ઊગે છે ને પ્રકાશે છે. નૂત તને નમન કરે છે; અને સનાતન વિશ્વવ્યવસ્થા[4] સવારે ને સાંજે તને ભેટે છે. તું, હૃદયથી હરખાતો, આકાશમાં વિચરે છે; અને ટેસ્ટીસનું સરોવર તૃપ્તિ પામે છે. સેબાઉ અસુર ધરણી પર ઢળી પડ્યો છે; તેના બાહુ અને હસ્ત છેદાઈ ગયા છે, અને છરાએ તેના દેહના સાંધા તોડી નાખ્યા છે. રાને અનુકૂળ વાયુ મળી જાય છે; સેકેત નાવ ચાલવા માંડે છે, ને સફર કરતી કરતી બંદરમાં આવી પહોંચે છે. દક્ષિણના ને ઉત્તરના, પશ્ચિમના ને પૂર્વના દેવો તારી સ્તુતિ કરે છે. હે દૈવી તત્ત્વ, જીવમાત્ર તારામાંથી ઉદ્ભવે છે.[5] તું વચન ઉચ્ચારે છે, ને ધરણી પર શાંતિ રેલાય છે. હે એકેશ્વર, પૃથ્વી અને પર્વતો

૨. અસ્તાચળ.

૩. નૂત—આકાશદેવી. સેબ (અથવા ગેબ)—પૃથ્વીદેવ. નૂ—આકાશનો દેવ (નૂતનો પતિ).

૪. મઆત—સત્ય, વિશ્વવ્યવસ્થા. એ રાની પુત્રી મનાતી. સરખાવો ઋગ્વેદનું 'ઋત'.

૫. સરખાવો: प्राणः प्रजानामुदयत्येष सूर्यः । —ઋગ્વેદ.

જન્મ પામ્યાં તે પહેલાં જ તું સ્વર્ગમાં વસતો હતો. હે પ્રધાવક,[૬] હે નાથ, હે એકેશ્વર, તું વસ્તુમાત્રનો કર્તા છે; દેવગણની જીભોને તેં ઘડી છે; સર્વ જલજાત જીવોને તેં પેદા કર્યા છે; અને હોરસ સરોવરની જલપૂર્ણ ભૂમિ ઉપર તું એ જળમાંથી નીકળી આવે છે. સૂંઘવા દે મને તારા નાકમાંથી આવતા વાયુને, અને તારી માતા (નૂત) પાસેથી આવતા ઉત્તરાનિલને. હે ઓસાઈરીસ,[૭] મારા તેજસ્વી દેહને દીપ્તિમંત બનાવ, મારા આત્માને દેવાંશી બનાવ! શાંતિમાં તારી પૂજા થાય છે. હે દેવાધિદેવ, તારાં અદ્‌ભુત કર્મોને લીધે તારી સ્તુતિ ગવાય છે. તારાં તેજકિરણો વડે તું પ્રતિદિન મારા શરીર પર પ્રકાશજે.

---

૬. દોડનાર.

૭. ઓસાઈરીસ દેવ એ પણ સૂર્યનું જ રૂપ છે એમ અહીં સૂચવ્યું છે. 'ઓસાઈરીસ' એ ગ્રીક અપભ્રંશ છે; મૂળ શબ્દ છે 'અસર'. સરખાવો વેદનો શબ્દ 'સૂર' (સૂર્ય). 'सूराय विश्वचक्षसे'—ऋग्वेद.

## ૨

## સૂર્યદેવની સ્તુતિ

વિજેતા ઓસાઇરીસ અનિ[1] કહે છેઃ

"પ્રતિદિન ક્ષિતિજ પર ઊગનાર હે બિંબ, હે ગભસ્તિપતિ,[2] સ્વાગત છે તને! તું પ્રકાશ; અને વિજેતા ઓસાઇરીસ અનિના મુખ પર તારા તેજનાં કિરણો વરસાવ; કેમકે તે પ્રભાતકાળે તારાં સ્તુતિગાનો ગાય છે, અને, સાંયકાળે તું આથમે છે ત્યારે તારી પ્રશસ્તિ લલકારે છે. વિજેતા ઓસાઇરીસ અનિનો આત્મા તારી સાથે આકાશમાં આવે; તે તારી સાથે માતેત નાવમાં સફર કરે, ને સેકેત નાવમાં બંદરે પહોંચે; અને ગગનના, અવિરત પ્રવાસ કરતા તારકગણની વચ્ચેથી તે પોતાનો માર્ગ ભેદી લે."

ઓસાઇરીસ અનિ, શાંતિ ભોગવતો ને જીત પામેલો હોઈ, પોતાના દેવનું—અનંતકાળના અધીશનું—સ્તવન કરે છે, અને કહે છેઃ

૧. મરેલા માણસના નામ આગળ 'ઓસાઇરીસ' શબ્દ લગાડવાનો રિવાજ હતો, કેમકે મર્યા પછી માણસ દેવરૂપ થઇ ગયેલો ગણાતો. અનિ એ માણસનું વિશેષ નામ છે.

૨. સૂર્ય.

"તને નમન છે, હે સ્વયંભૂ! તું જ્યારે ક્ષિતિજ પર ઊગે છે, અને ઉત્તરની ને દક્ષિણની ભૂમિ પર તારાં કિરણો નાખે છે, ત્યારે તું સુંદર હોય છે, રમણીય હોય છે; તને ગગનપતિને સર્વ દેવો જુએ છે ત્યારે તેઓ હર્ષ પામે છે. દેવી નેબ્ત–ઉન્નૂત[3] તારા માથા પર બેઠેલી છે; તે તારી આગળ પોતાનું સ્થાન રોકી લે છે. થોથ દેવ[4] તારી નૌકાના અગ્રભાગ પર બેઠેલો છે, તારા શત્રુમાત્રને વિદારવાને. જેઓ તુઆત (પાતાળ)માં છે તેઓ તને મળવાને ધાઇ આવે છે. તેઓ તારી મનોહર મૂર્તિ નિહાળવાને આવતાં નીચા નમી તને વંદન કરે છે. હું તારી સમક્ષ આવ્યો છું, તારી સમીપ રહેવા ને પ્રતિદિન તારા બિંબનાં દર્શન કરવા. મને (કબરમાં) પુરાઈ ન રહેવા દઇશ. મને પાછો ન વાળીશ. તારા રમ્ય રૂપનું દર્શન કરતાં મારા દેહના અવયવો નવા બની જજો, જેમ તારા સર્વ ઉપાસકોના બની જાય છે; કેમકે હું પૃથ્વી પર હતો ત્યાં તારી આરાધના કરતો હતો. હું અનંતત્વની ભૂમિમાં આવવા ઇચ્છું છું. મને શાશ્વત ધામમાં આવવાની ઇચ્છા છે; કેમકે તેં મારે માટે એ નિર્મેલું છે, હે સ્વામી!

"નમન છે તને, હે દેવ! તું રા રૂપે ક્ષિતિજ પર ઊગે છે. તું (અવિચળ) નિયમ[5] પર આધાર રાખે છે. તું આકાશમાં વિચરે છે, અને પ્રત્યેક મુખ તને ને તારી ગતિને જોઈ રહે છે, કેમકે તું તેમની નજર આગળથી સંતાઇ રહેલો હતો. તું પ્રતિદિન પ્રાતઃકાળે ને સાયંકાળે તારા રૂપનું દર્શન કરાવે છે. જે સેકેત નાવમાં તું રાજેશ્વર વિરાજેલો છે તે પ્રબળ વેગે ચાલે છે; તારાં કિરણો (સર્વ) મુખોની

૩. આકાશની દેવી.

૪. વિદ્યાનો દેવ. તે ચિત્રલિપિનો રચનાર અને દેવોનો લહિયો મનાતો.

૫. ऋत.

ઉપર પ્રકાશે છે; તારાં રાતાં ને પીળાં કિરણો ગણી શકાતાં નથી, ને તારાં તેજસ્વી કિરણોની પણ ગણના થઈ શકતી નથી. જેમ તું આગળ વધે છે તેમ અનિ પણ આગળ વધો. જેમ તું રાજેશ્વર પળવાર પણ અટકતો નથી તેમ તે પણ કદી ન અટકો. જેટલું અંતર કાપતાં મનુષ્યને લાખો ને કરોડો વરસ લાગે તેટલું અંતર તું મોટાં પગલાં ભરીને પલકવારમાં કાપે છે; અને પછી તું વિશ્રાંતિ લેવા ઢળી પડે છે. તું રાત્રિની ઘડીઓનો અંત આણે છે, અને તું તે ઘડીઓ ગણે છે — હા, તું જ ગણે છે; તું તારે નિર્મેલે સમયે તેનો અંત આણે છે, અને પૃથ્વી તેજોમય બની જાય છે.

"હે દેવ, તું સુવર્ણ જેવા રૂપે ઉદય પામે છે, અને તારા જન્મની પળે જગત પર તેજનાં પૂર રેલાવે છે. તારી માતા હથેળી પર તને જન્મ આપે છે, અને તું એ બિંબના માર્ગમાં પ્રકાશ ફેલાવે છે. હે આકાશમાં પ્રકાશનારા પરમ જ્યોતિ, તું નાઈલના પૂર વડે મનુષ્યોની પેઢીઓને બળવાન બનાવે છે; સર્વ પ્રદેશોમાં, સર્વ નગરોમાં, ને સર્વ મંદિરોમાં હર્ષ ફેલાવે છે. તું તારી દીપ્તિને લીધે કીર્તિ પામેલો છે. હે પ્રબળ વિજેતા, તું સર્વ શક્તિઓમાં પરમ શક્તિ છે. તું દુષ્ટ અસુરોની સામે તારા સિંહાસનને સુરક્ષિત બનાવે છે."[૬]

૬. મિસરના રાજાઓની કેટલીક મોટી મોટી કબરોના પ્રવેશદ્વાર પર રાનું એક લાંબું સ્તોત્ર લખેલું જોવામાં આવ્યું છે. તેમાં કહ્યું છે કે રા એ જ પરમ શક્તિ છે, એ જ પરમેશ્વર છે, ને બીજા બધા દેવો રાનાં જ ભિન્ન ભિન્ન રૂપો છે.

# ૩

## અમનની સ્તુતિ

[ અમન એ સૂર્યનું જ એક બીજું નામ છે. ઉત્તરમાં એ રા કહેવાતો, ને દક્ષિણમાં અમન. એક કાળે અમન રાષ્ટ્રદેવ ગણાતો, ને એનો પ્રભાવ ઘણો ભારે હતો. અમન–રા એવું સંયુક્ત નામ પણ કેટલાંક સ્તોત્રોમાં મળે છે.]

(૧)

હે અમન, ન્યાયાસન આગળ એકલા ઊભેલા ( માણસ )ની વિનંતિ તું કાને ધર. એ ગરીબ છે, ધનવાન નથી. અદાલત તેના પર જુલમ ગુજારે છે; દફતરવાળા કારકુનને સોનુંરૂપું ને નોકરોને વસ્ત્રો જોઈએ છે. તને દુ:ખમાંથી ઉગારવાને ન્યાયાધીશનું કામ કરનાર બીજો કોઈ અમન નથી. ગરીબ માણસ ન્યાયાસન સમક્ષ આવે ત્યારે એને ધનવાન બનાવી દે એવું કોઈ નથી.

(૨)

હું કહું છું, જ્ઞાનનો આરંભ એ અમનનો માર્ગ છે. તું સત્યનું સુકાન છે. જેની પાસે અન્ન નથી તેનો તું અન્નદાતા છે. તેના ઘરના ચાકરનું તું પોષણ કરે છે. મારી સર્વ વિપત્તિઓમાં કોઈ રાજા મારો રક્ષક ન બનો. મારી અરજી આ મહેલમાંના કોઈ માણસની આગળ

ન મુકાઓ. મારો નાથ (મારો) ત્રાતા છે. હું તેની શક્તિ જાણું છું. તે બળવાન ત્રાતા છે. એના એકલાના સિવાય કોઈ બલશાળી નથી. અમન બળવાન છે. તેને ધા નાખનારને જવાબ કેમ દેવો તે એ જાણે છે, ને તેની કામના તૃપ્ત કરે છે. એ સૂર્ય છે, દેવોનો ખરો રાજા છે, બળવાન વૃષભ[1] છે, (શક્તિનો) મહાપ્રબળ પ્રેમી છે.

(૩)

હે સૂર્ય, તું મારી પાસે આવ. ક્ષિતિજ પરના હે હોરસ,[2] મને (સહાયતા) કર. તું જ સહાયતા કરે છે. તારા વિના સહાયક કોઈ નથી. હે તુમ,[3] હે મહાદેવ, તું મને સાંભળ. મારું હૃદય આન[4] તરફ વળે છે. મારી કામનાઓ તૃપ્ત થવા દે; મારું હૈયું હરખાવા દે; મારા ઊંડા અંતરમાં હર્ષ ઊપજવા દે. પ્રતિદિન મારાં વ્રતો સાંભળ; મારી નમ્ર પ્રાર્થનાઓ સાંભળ; રાતે મારી ઉપાસના સાંભળ; મારા મુખમાંથી નીકળતી, એક પછી એક મારા મોંમાંથી ઊઠતી, ભયની ચીસો સાંભળ. હે ક્ષિતિજ પરના હોરસ, હે આનના સ્વામી, તારા જેવો કરોડોનો ત્રાતા, લાખોનો મુક્તિદાતા, ધા નાખનારનો રક્ષક બીજો કોઈ નથી. મારાં અનેક પાપોને માટે મને ઠપકો ન આપીશ. હું જુવાન છું. મારું શરીર નિર્બળ છે. હું હૃદય વિનાનો માણસ છું. બળદ જેમ ઘાસ પર ધસી આવે તેમ ચિન્તા મારા પર ધસી આવે છે. હું રાત શાન્તિમાં ગાળું છું ને તાજો થાઉં છું; પણ સૂતી વખતે ચિન્તા ફરી પાછી મને ઘેરી વળે છે.

---

૧. વૃષભ એ રા, અમન, ઓસાઇરીસ આદિ અનેક દેવોનું પ્રતીક ગણાતો.
૨. સૂર્યનું બીજું એક નામ. મૂળ શબ્દ છે 'હોર'. 'હોરસ' એ ગ્રીક રૂપ છે.
૩. તુમ અથવા આતુમ (આથમતો સૂર્ય), હિલિયોપોલીસ શહેરનો સ્વામી.
૪. હિલિયોપોલિસ શહેર.

૨૪૦૧૯૬

# ૪
# ઓસાઇરીસની સ્તુતિ

[ઓસાઇરીસ એ અનંતત્વનો અધીશ, અમૃતત્વનો સ્વામી ગણાતો. છેક પ્રાચીન કાળથી તેની પૂજા સૂર્યદેવ રાની હારોહાર થતી; ને પાછળથી તેની લોકપ્રિયતા રાના કરતાં પણ વધી ગઈ. આઇસીસ દેવી તેની બહેન અને પત્ની હતી: તેનો ઉલ્લેખ નીચેના સ્તોત્રમાં આવે છે. મનુષ્યના મરણ પછી તેનો ન્યાય ઓસાઇરીસની આગળ થાય છે એમ મનાતું; અને તે બે સત્યના સભાગૃહમાં વિરાજતો. ઓસાઇરીસ એ નાઇલનો દેવ પણ મનાતો; અને ઓસાઇરીસનું મરણ અને તેનો નવાવતાર (resurrection) એ નાઇલ નદીના પૂરની ચડઊતરનાં સૂચક મનાતાં. 'ઓસાઇરીસ' અને 'આઇસીસ' એ ગ્રીક લોકોએ ચલાવેલા શબ્દો છે. મિસરની મૂળ ભાષાના શબ્દો છે અનુક્રમે 'અસર' અને 'અસેત'.]

સ્વાગત છે તને, હે ઓસાઇરીસ! તું કાલાધીશ છે. તું દેવોનો રાજા છે. તારાં ઘણાં નામો છે. તું નવાં નવાં પવિત્ર રૂપો ધારણ કરે છે. મંદિરોમાં તારાં ગૂઢ રૂપો હોય છે. તું પરમ તત્ત્વ છે. તું ટટ્ટુમાં વસે છે. તું સોખેમમાં વસનારો મહેશ્વર છે. આંતમાં તું ઉદ્દગાતા છે. ઓનમાં તું રિદ્ધિસિદ્ધિનો સ્વામી છે. બે સત્યના ધામમાં આજ્ઞા કરવાનો તારો હક છે. તું સૂર્યનો પ્રાણ છે. તારો આત્મા જગતની ચાકી કરવાને હસ્તી ધરાવે છે.

એના ધામનો રસ્તો તોસરમાં[2] છે. એનું નામ માણસોનાં મુખમાં કાયમ છે. તે સૃષ્ટિનો કર્તા છે; સર્વ દેવોમાં એ પ્રાણીઓનો અન્નદાતા છે; મૃતાત્માઓના નિવાસમાં કલ્યાણકારી દેવ છે.

સ્વર્ધુની[3] નાઇલ તેની પાસેથી પાણી મેળવે છે. વાયુ તેની પાસેથી આવે છે. અને શ્વાસ લેવાની હવા તેના નાકમાં છે, તેની તૃપ્તિને માટે ને તેના હૃદયની રુચિને માટે. તેને માટે પૃથ્વી પાક પેદા કરે છે. ઉપરનું આકાશ અને તેમાંના તારા તેની આજ્ઞાને અનુસરે છે, અને તે મહાદ્વાર ખોલે છે. દક્ષિણાકાશમાં તે ઉદ્દગાતા છે, અને ઉત્તરાકાશમાં પુરોહિત છે. ફરતાં નક્ષત્રો, તેમજ વિશ્રાંતિ લેતાં નક્ષત્રો તેના મુખસ્થાનની નીચે છે; તેઓ એનાં નિવાસસ્થાન છે. સેબ તેને બલિદાન ધરાવવાની આજ્ઞા કરે છે; દેવો તેને પૂજે છે; જેઓ અંતરિક્ષમાં છે તેઓ તેને નમન કરે છે; દેવોના અગ્રણીઓ તેને વંદન કરે છે; સર્વ તેની પાસે યાચના કરે છે.

દેવો તેને જુએ છે ને તેના ધાકમાં રહે છે. તેની પવિત્ર મૂર્તિ જ્યારે આકાશમાં વિચરે છે ત્યારે આખી પૃથ્વી તેનાં યશોગાન ગાય છે. તે મહાગૌરવશાળી છે. તેનું સામ્રાજ્ય સ્થિરસ્થાવર છે. તે દેવોનો સર્વોત્તમ સ્વામી છે; તે સ્વરૂપવાન છે; તેને ભાળનારા સહુને તે પ્રિય છે. તે સર્વ દેશોમાં પોતાની ધાક ફેલાવે છે, એટલે તેઓને તેનું નામ પ્રથમ પદે મૂકવું રુચે છે. તેને પ્રતાપે સહુ રિદ્ધિસિદ્ધિ ભોગવે છે. તે સ્વર્ગમાં ને પૃથ્વી પર કીર્તિનો સ્વામી છે. તે ભ્રાતાઓમાં જ્યેષ્ઠ છે; પ્રથમ છે, દેવોનો અગ્રણી છે. બે લોકમાં ન્યાયને તે ટકાવી રાખે છે, અને પિતાને સ્થાને પુત્રને તે સ્થાપે છે. તેના પિતા સેબ તેની પ્રશંસા કરે છે. માતા નૂનો તે પ્રિય પુત્ર છે. તે અતિ શૂર છે; પાપી

૨. મૃતાત્માઓના નિવાસસ્થાનનું પ્રવેશદ્વાર.

૩. સ્વર્ગની નદી.

લોકોને ઉથલાવી પાડે છે. તે અજેય છે, પ્રતિપક્ષીને હણે છે, શત્રુનાં હૃદયમાં ભય ઉપજાવે છેઃ તે દુર્જનોના સીમાડા હરી લે છે. તેનું હૃદય દૃઢ છે; તેનાં પગ પ્રમાદરહિત છે. તે સેબનું સંતાન છે ને બંને જગત પર રાજ્ય કરે છે. સેબે તેના ગુણ નિહાળ્યા છે, અને તેને પોતાના હાથ વડે નિરંતર પ્રજાઓને ચલાવવાની આજ્ઞા કરી છે. તેણે આ જગત, તેનું જળ, તેનું અંતરિક્ષ, તેની વનસ્પતિ, તેનાં સર્વ પશુ, તેનાં સર્વ પંખી, તેનાં સર્વ મત્સ્યો, તેનાં સર્વ સરીસૃપો[૪] ને ચતુષ્પાદોને[૫] પોતાને હાથે સરજ્યાં છે. ન્યાયનો હિસાબ નૂના પુત્ર આગળ રજૂ થાય છે. તે સૂર્યની પેઠે પિતાના આસન પર આરૂઢ થાય છે ત્યારે સૃષ્ટિ શાંત થઈ જાય છે. તે ક્ષિતિજ પર પ્રકાશે છે, તિમિરને અજવાળે છે, તેના બેવડા પીંછા વડે[૬] છાયાને તેજોમય બનાવે છે. તે સૂર્યની પેઠે દરરોજ સવારે પૃથ્વી પર તેજનાં પૂર રેલાવે છે. તેનો મુગટ ગગનને માથે ઝળકે છે ને તારાની સાથે સાથે ફરે છે. તે સર્વ દેવોનો પથપ્રદર્શક છે.

તેની ઇચ્છા ને વાણી કલ્યાણકારી છે. મોટા દેવો તેની પ્રશંસા કરે છે, ને નાના દેવો તેના પર પ્રેમ ઢોળે છે.

તેની બહેને તેની સંભાળ લીધી હતીઃ તેના શત્રુઓનું બળ હરીને, અને દુર્દૈવને હઠાવી કાઢીને. તે પોતાના મુખના બળ વડે પોતાની વાણીનો પ્રચાર કરે છે. તેની જીભમાં શાણપણ હોઈ તેનું એકે વચન એળે જતું નથી. તેની ઇચ્છા ને તેની વાણી કલ્યાણકારી છે. એ કલ્યાણમયી આઇસીસ દેવી છે. તેણે ભાઈનું વેર વાળ્યું છે. તેણે તેની ખોળ કરી; ભાઈને માટે વિલાપ કરતાં કરતાં તે આખું જગત ફરી

૪. પેટે ચાલનારાં પ્રાણીઓ.

૫. ચોપગાં જાનવરો.

૬. સૂર્યદેવના શિરપેચ પર શોભતાં બે પીંછાં.

વળી; તેની ભાળ મળી નહીં ત્યાં લગી તે થોભી નહીં; તેણે પોતાની પાંખ વડે છાયા પ્રસારી; તેની પાંખના ફફડાટથી પવન વાયો; એ પવન તેના ભાઈના દફનનું મૃત્યુગીત બની રહ્યો. થંભી ગયેલા હૃદયવાળા દેવના અવશેષોને તેણે ઉપાડ્યા; તેનો અર્ક કાઢ્યો: તેને બાળક થયું; તેણે બાળકને ગુપ્તપણે સ્તનપાન કરાવ્યું; એ ઘટના ક્યાં બની તેની ખબર કોઈને ન પડી.

સેબના મહાનિવાસમાં[૭] (એ બાળકનો) બાહુ બળવાન બન્યો છે. હોરસને[૮]—ઓસાઇરીસના તેજસ્વી ને ઔરસ પુત્રને, આઇસીસના તનુજને, ઓસાઇરીના વારસને — આવી પહોંચેલો જોઈ દેવો હર્ષ પામ્યા છે. દેવોના અગ્રણીઓ તેને આવી મળે છે. દેવો સમજી જાય છે કે એ સ્વયં પરમાત્માનું જ બાળક રૂપ છે. ન્યાય કરનાર દેવો પાપ અને અન્યાય પર ચોકી રાખવાને ભેગા મળેલા છે ને સેબના મહાનિવાસમાં બેઠા છે. તેઓ ન્યાયના આ દેવને સત્તા સોંપે છે. હોરસને તેનું ઉચિત પદ પ્રાપ્ત થયું છે. તેને પિતાનો ઇલકાબ અપાયો છે; અને સેબની આજ્ઞાથી તે રાજાનો શિરપેચ ધારણ કરીને દર્શન દે છે. તે ઉભય લોકનું રાજ્ય હાથમાં લે છે. શ્રેષ્ઠ લોકનો મુકુટ તેના માથા પર મૂકવામાં આવ્યો છે. તે ઇચ્છામાં આવે એમ જગતનો ન્યાય કરે છે. સ્વર્ગ અને પૃથ્વી તેના મુખસ્થાનની નીચે છે. તે હુકમ ચલાવે છે માનવજાતિ પર, બુદ્ધિશાળી જીવો પર, મિસરવાસી પ્રજા પર, ઉત્તરના જંગલીઓ પર. સૂર્યનું બિંબ તેની હકૂમતમાં છે. વાયુ,

---

૭. સેબનો મહાનિવાસ તે પૃથ્વી પોતે. કેટલાક વિદ્વાનો 'સેબ'ને બદલે 'ગેબ' નામ આપે છે. ગેબ એટલે પૃથ્વીનો દેવ. ગેબ અને નૂત—પૃથ્વીપિતા ને આકાશમાતા. એથી ઊલટું વેદમાં આવે છે દ્યાવાપૃથિવી—દ્યૌષ્પિતા ને પૃથ્વી માતા—આકાશપિતા ને પૃથ્વીમાતા. શુ દેવ નૂત દેવીને ગેબ દેવના ભુજપાશમાંથી છોડવે છે એવી કાવ્યમય કલ્પના છે.

૮. હોરસ — બાલરવિ.

જળ, વૃક્ષાદિ વનસ્પતિ પણ માને છે તેની જ આણ. તે બીજપ્રદ દેવ છે. તે વનસ્પતિમાત્ર આપે છે; અને આપે છે ભૂમિના રસકસ. તે ધનધાન્ય આપે છે; અને આપે છે તે આખી ધરતીને.

મનુષ્યમાત્ર પરમ આનંદમાં છે, તેમનાં હૃદયમાં મધુરતા છે, છાતીમાં હર્ષ છે; પ્રત્યેક જણ પૂજા કરે છે. પ્રત્યેક જણ તેની સુજનતાનાં ગુણગાન કરે છે. તેનો આપણે માટેનો પ્રેમ સૌમ્ય છે; તેની મૃદુતા આપણાં હૃદયને વીંટળાઈ વળી છે; સર્વ હૃદયોમાં તેને માટે ઘણો અનુરાગ છે. આઈસીસના પુત્ર આગળ ન્યાયનો હિસાબ અપાય છે. તેનો શત્રુ તેનો ક્રોધ જોઇને ભોંયભેગો થાય છે, ને પાપી તેનો અવાજ સાંભળીને. હિંસક મનુષ્ય અંતકાળની ઘડીએ છે: આઈસીસનો પુત્ર, પિતાનું વેર વાળનારો, તેની પાસે આવે છે.

પાવનકારી, કલ્યાણકારી છે તેનું નામ. પૂજ્યભાવને તેનું પાત્ર મળી રહે છે. (લોકો) તેના કાયદા માટે અવિચળ આદર (ધરાવે છે). ઉભય લોક જંપી જાય છે; પાપ પલાયન કરી જાય છે, અને ધરતી તેના સ્વામીની આણ તળે શાંતિમાં ફળદ્રુપ બને છે; તેનો નાથ ન્યાયને દૃઢમૂલ કરે છે; પાપનો પીછો પકડે છે.

સૌમ્ય છે તારું હૃદય, હે ઉનીફર, હે આઇસીસપુત્ર! તેં ઊર્ધ્વલોકનો મુકુટ ધારણ કર્યો છે. સેબના મહાનિવાસમાં તારા પિતાની સત્તા તને સોંપાઇ છે.

તારા પિતા સેબે તારે માટે જે આજ્ઞા કરી છે તે તેના વચન અનુસાર પળાવા દે. તથાસ્તુ.

## ૫

## પાપની ક્ષમાયાચના

[ ઇહલોકમાં મરણ પામનાર જીવ સર્વનો ન્યાય તોળનાર દેવ ઓસાઇરીસની પાસે જઈ પહોંચે છે, ને પોતાનો ન્યાય થતી વેળા નીચે પ્રમાણે વિનંતી કરે છે, ને પાપની ક્ષમા માગે છે. આવાં લખાણોવાળાં પેપીરસનાં ટીપણાં લગભગ એએક હજાર મિસરની પ્રાચીન કબરોમાંથી મળી આવ્યાં છે. એ પિરામીડ જેટલાં પ્રાચીન, ને કેટલાંક તો એથીયે જૂનાં, છે. મિસરના લોકો માનતા કે આ સ્તોત્રો વિદ્યાના દેવ થોથનાં લખેલાં છે. ]

હે દેવ, તું કાળની ઊડતી પાંખોને વેગ આપે છે. તું જીવનની સર્વ ગૂઢતાઓમાં વસે છે. મારા મુખમાંથી નીકળતા પ્રત્યેક વચનનો તું સાક્ષી છે. જો તો ખરો, મારે માટે—તારા પુત્રને માટે તને શરમ આવે છે! તારું હૃદય દુઃખ અને શરમથી ભરેલું છે. કેમકે જગતમાં મારાં પાપો બહુ ભૂરાં હતાં; મારી દુષ્ટતા ને મારો અનાચાર મારા ગર્વનાં દ્યોતક હતાં. હે દેવ, મારા પર પ્રસન્ન થા, મારા પર પ્રસન્ન થા, અને આપણી વચ્ચે જે દીવાલો આડી પડી છે તેને ભાંગી નાખ! મારાં સર્વ પાપો ધોવાઇ જાઓ, અને ભુલાઇ જઇને તારી જમણી ને ડાબી બાજુએ પડી જાઓ! હે દેવ, મારી સર્વ દુષ્ટતાનો નાશ કર; અને તારા હૃદયમાં ભરેલી શરમ કાઢી નાખ; જેથી તું અને હું હવે પછી શાંતિમાં રહીએ.

## ૬

## "મેં પાપ નથી કર્યું"

[ પાછલા પ્રકરણમાં પાપની ક્ષમાયાચના હતી. નીચેના સ્તોત્રમાં મૃતાત્મા કહે છે કે 'મેં પાપ નથી કર્યું, તેથી મને સજા ન કરીશ.' મિસરવાસીઓની નીતિધર્મની કલ્પના કેટલી આગળ વધી હતી તેનો સ્પષ્ટ ખ્યાલ આ સ્તોત્ર આપે છે. મૃતાત્મા કહે કે 'મેં પાપ નથી કર્યું' એટલા પરથી ઓસાઈરીસ તેને નિષ્પાપ માની ન લેતો. ન્યાયસભામાં ઉપસ્થિત સર્વ દેવોની સમક્ષ તેનું હૃદય ત્રાજવામાં તોળાવા મુકાતું. તે પરથી તે કેટલો પાપી છે કે નિષ્પાપ તેની ખરી પરીક્ષા થતી. ]

નમન છે તને, હે મહાદેવ, હે બે સત્યના[1] અધિપતિ. હું તારી પાસે આવ્યો છું, હે નાથ. હું અહીં આવ્યો છું તારા સુભગ રૂપનાં દર્શન કરવાને. હું તને જાણું છું; તારું નામ જાણું છું; અને જે બેંતાળીસ દેવો આ સભાગૃહમાં તારી સાથે વસે છે તેમનાં નામ પણ હું જાણું છું. તેઓ પાપીઓના પહેરેગીર તરીકે રહે છે; અને જે દિવસે ઉનેફ્ર દેવની સમક્ષ મનુષ્યોની જિંદગીનો હિસાબ લેવાય છે તે

૧. દેહ છોડ્યા પછી જીવ ન્યાય માટે બે સત્યના સભાગૃહમાં પ્રવેશે છે એવી કલ્પના હતી. તેનો અધિપતિ એટલે ઓસાઇરીસ—ન્યાય કરનાર દેવ. બે સત્ય તે 'સત્ય' અને 'ન્યાય' — 'સત્ય' અને 'ઋત' જેવાં.

દિવસે તેઓ પાપીઓના લોહીનું પ્રાશન કરે છે. વસ્તુતઃ તારું નામ 'રેખ્તી-મર્તી-નેબ-મઆતી' (એટલે કે એકસાથે જન્મેલી, બે આંખવાળી બહેનો, બે સત્યની સ્વામિનીઓ) છે. ખરેખાત હું તારી પાસે આવ્યો છું; હું મારી સાથે મઆત (એટલે કે ન્યાય અને સત્ય) ને તારી પાસે લાવ્યો છું, અને તારે ખાતર મેં દુરાચારનો નાશ કર્યો છે. મેં મનુષ્યોને હાનિ કરી નથી. મેં મારાં કુટુંબીજનોને પીડયાં નથી. મેં ન્યાય અને સત્યના ધામમાં (તીર્થક્ષેત્રમાં) દુરાચરણ કર્યું નથી. મેં બૂરા માણસોનો સંગ નથી કર્યો. મેં દરરોજ સૌથી પહેલો એવો વિચાર નથી કર્યો કે મારે માટે હદ બહારની મહેનત થવી જોઈએ. મેં માનપાન મેળવવા માટે મારું નામ આગળ નથી ધર્યું. મેં નોકરચાકરને દુઃખ નથી દીધું. મેં મનથી ઈશ્વરનો તિરસ્કાર નથી કર્યો. મેં જુલમથી પીડાયેલા માણસને ઠગીને તેની માલમતા પડાવી નથી લીધી. દેવોને અકારું લાગે એવું કંઈ કામ મેં નથી કર્યું. મેં શેઠને તેના નોકરને ઈજા કરવા નથી દીધી. મેં દુઃખ નિપજાવ્યું નથી. મેં કોઈ માણસને રોટલા વિનાનું કર્યું નથી. મેં કોઈ માણસને રડાવ્યું નથી. મેં ખૂન કર્યું નથી. મારી વતી ખૂન કરવાનો હુકમ મેં આપ્યો નથી. મેં માનવજાતિને માથે દુઃખ નાખ્યું નથી. મેં ઠગાઈ કરીને મંદિરોનાં બલિદાન પડાવી લીધાં નથી. મેં દેવોને ધરાવેલું નૈવેદ્ય ચોરી લીધું નથી. મેં જારકર્મ કર્યું નથી. મેં મારા નગરના દેવમંદિરમાં કુકર્મ કર્યું નથી, તેમજ માપમાં ઘટાડો કર્યો નથી. મેં મારી જમીન વધારી નથી; કોઈની ચોરી નથી. મેં બીજાનાં ખેતર પર દબાણ કર્યું નથી. મેં ( વેચનારને છેતરવા માટે ) ત્રાજવાંનાં કાટલાંમાં ઉમેરો કર્યો નથી. મેં (ખરીદનારને છેતરવા માટે) ત્રાજવાંની દાંડી ઊંચીનીચી કરી નથી. મેં બાળકોનાં મોંમાંથી દૂધ કાઢી લીધું નથી. ગૌચરમાં ચરતાં ઢોરને મેં હાંકી કાઢયાં નથી. દેવાલયના

વાડાનાં પીંછાંવાળાં મરઘાં પર મેં જાળ પાથરી નથી. મેં ગલ પર માછલી મૂકીને માછલીઓ પકડી નથી. પાણી વહેવું જોઈએ એવી વેળાએ મેં તેને પાછું વાળ્યું નથી. મેં વહેતા પાણીની નહેરમાં છિદ્ર પાડ્યું નથી. દેવતા બળવો જોઈએ એવી વેળાએ મેં તેને હોલવી નાખ્યો નથી. સરસ માંસનાં બલિદાન આપવાની વેળા મેં ચુકાવી નથી. દેવોની વાડીઓમાંથી મેં ઢોરને હાંકી કાઢ્યાં નથી. ઈશ્વરના આવિષ્કારોનો મેં તુચ્છકાર કર્યો નથી. હું શુદ્ધ છું. હું નિષ્પાપ છું. હું નિષ્કલંક છું. મેં પાપ નથી કર્યું. સુતેનહનેન શહેરમાં પેલો મહાન એન્નુ દેવ છે એની વિશુદ્ધિના જેવી મારી વિશુદ્ધિ છે. કેમકે, જો, હું વાયુદેવનું નાક છું. વાવણીની મોસમના બીજા માસની આખરે અન્નુમાં[3] રાની આંખ પૂરેપૂરી ઊઘડે છે ત્યારે વાયુદેવ જ આખી મનુષ્યજાતિને જિવાડે છે. અન્નુમાં રાની આંખ પૂરેપૂરી ઊઘડેલી મેં જોઈ છે. તેથી આ ભૂમિમાં અને આ સભાગૃહમાં મને દુઃખ ન પડવા દઈશ; કેમકે હું—હા હું જ—અહીં જે દેવો વસે છે ને જેઓ મહાદેવના અનુચરો છે તેમનાં નામો જાણું છું.

---

૩. હિલિયોપોલીસ—સૂર્યનગર.

## ૭

# જીવનદાતા નાઈલને

[ મિસર એ, એક ગ્રીક ઇતિહાસકારે કહ્યું છે તેમ, 'નાઇલની પ્રસાદી' છે. નાઇલ નદીનાં પૂર અને તેમાં તણાઇ આવતો કાંપ એણે જ સૂકા રણના પ્રદેશમા મિસરની ફળદ્રુપતા રચી છે, ને એ જ તેને પાળેપોષે છે. નાઇલ ન હોત તો મિસર પણ ન હોત. એવી જે જીવનદાતા નદી છે તેની સ્તુતિ મિસરવાસીઓએ કરી હોય એ સ્વાભાવિક છે. નાઈલદેવનું નામ હાપી હતું. નીચેના સ્તોત્રમાં નાઈલનદીના દેવનું સ્તવન કરેલું છે. ]

૧

સ્વાગત છે તને હે નાઇલ! તું આ ભૂમિમાં પ્રગટ થાય છે, શાંતિથી આવે છે, ને મિસરને પ્રાણદાન આપે છે. હે અમન, તું રાત્રિને દિવસ પ્રત્યે દોરી જાય છે, ને તેથી હૃદય હરખાય છે.[૧] રાનાં સરજેલાં ઉદ્યાનોમાં તું પાણીનાં પૂર રેલાવે છે.[૨] તું પ્રાણીમાત્રને જીવન પ્રદાન કરે છે; અટકયા વિના ધરતીને જળમય કરે છે. તું પૃથ્વી પર ઊતરી આવતી સ્વર્ગંગા (સ્વર્ગનદી) છે. હે તા,

---

૧. મિસરના દેવોનાં અનેક વર્ણનો એકબીજાને લાગુ પડે છે તેનું આ એક દૃષ્ટાંત છે.

૨. રાને ફૂલો બહુ ગમતાં એવી કલ્પના હતી.

તું અન્નપ્રિય છે; અન્નદાતા છે; ઘરેઘરમાં તું પ્રકાશ પહોંચાડે છે.

૨

હે મત્સ્યપતિ, તારાં પૂર ફરીવાર આવે છે ત્યારે ખેતરો પર જીવજંતુ પડતા નથી. હે જવના સર્જક, ઘઉંના ઉત્પાદક, દેવમંદિરોનો નિર્વાહ તું ચલાવે છે ! કરોડો માણસોના, દુઃખી લોકોના હાથ આળસુ રહે એનો તેને અણગમો છે. સ્વર્ગના દેવો દુભાય[3] તો માણસો પર દુઃખ આવી પડે છે.

૩

તે વૃષભોને માટે આખી ધરતીને ખુલ્લી કરે છે.[4] અને મોટા નાના હર્ષ પામે છે. તેના આગમનને (તેના પૂરને) માણસો વધાવી લે છે ! તે નૂમનું[5] રૂપ ધારણ કરે છે. તે પ્રકાશે છે, તે પછી ભૂમિ હર્ષને હિલોળે ચડે છે ! ઉદરમાત્રનો આનંદ માતો નથી ! પ્રાણી-માત્ર પોષણ પામે છે ! દાંતમાત્રને અન્ન મળે છે.

૪

હે અન્નવાહક ! હે અન્નદેવ ! હે સર્વ સુભગ વસ્તુના સરજનહાર ! હે ભીષણતા ને પરમાનંદના સ્વામી ! તેનામાં સર્વનો સંગમ થયેલો છે. તે વૃષભોને માટે ઘાસ પેદા કરે છે; પ્રત્યેક દેવને માટે બલિદાન આણી આપે છે. તે સુંદરમાં સુંદર ધૂપ પૂરો પાડે છે. તે ઉભયલોકનો નાથ છે. તે અનાજના કોઠારો ભરી આપે છે; ભંડારોમાં સમૃદ્ધિ વધારે છે. તે રંકની સ્થિતિ માટે કાળજી રાખે છે.

૫

તે સર્વ કામનાઓ તૃપ્ત કરવા માટે પાક પેદા કરે છે. તેમાં તે

---

૩. માણસના આળસથી દેવો દુભાય છે. સરખાવો: न ऋते श्रान्तस्य सख्याय देवाः ।

૪. એટલે કે તેને પાણી પાઇ ખેતી માટે તૈયાર કરે છે.

૫. જીવનદાતા નાઇલદેવનું બીજું નામ.

કદી થાકતો નથી. તે પોતાની શક્તિને ઢાલરૂપ બનાવે છે. બેવડો મુકુટ ધારણ કરનારી તેની આરસની મૂર્તિ કોરાયેલી નથી. તે દેખાતો નથી. તેની નથી થતી સેવાપૂજા, ને નથી ધરાતું તેને નૈવેદ્ય. તેનો વાસ ક્યાં છે તે કોઇ જાણતું નથી. ચીતરેલી આકૃતિઓવાળું મંદિર (એને માટે) રચાયેલું નથી.[૬]

૬

એને સમાવી શકે એવું કોઈ મકાન (જગતમાં) નથી! (હે દેવ,) તારા હૃદયનો કોઇ સલાહકાર નથી! તારા યુવકો—તારાં અર્ભકો તારે વિષે રાચે છેઃ તું રાજારૂપે એમને આજ્ઞા કરે છે. આખા દેશમાં તારો કાયદો સ્થપાયેલો છેઃ ઉત્તરમાં તારા સેવકોના સાંનિધ્યમાં[૭]. નયનમાત્ર તેનાથી તૃપ્તિ પામે છે; તેના ઘણા આશીર્વાદોને માટે આતુર રહે છે.

૭

પાણીનાં પૂર આવે છે, અને (સાથે) આવે છે આનંદોત્સવ; અને હર્ષ ઊભરાય છે પ્રત્યેક હૈયામાં. નીથનાં સંતાન મગરોના દાંત, અને તારા સાથે ગણાતા દેવોનું મંડળ પણ (હરખાય છે).[૮] તેની રેલ

૬. આ કંડિકા બહુ મહત્ત્વની છે. તે બતાવે છે કે મિસરવાસીઓ મૂર્તિપૂજક છતાં તેમનામા એ કલ્પના પણ પ્રવર્તતી હતી કે સર્વ દેવોથી પર એવો એક પરમાત્મા છે, જે અજ્ઞાત, અદૃશ્ય, અચિંત્ય, ને અપ્રમેય છે. તે જ ભૂતમાત્રનો અધિપતિ છે, રાજા છે. તે જ સર્વ શુભ અને શક્તિનું ઉગમસ્થાન છે. તે કોઇ મંદિરમાં સમાઇ શકે એમ નથી, ને તેથી તેની મૂર્તિ રચવી, પૂજાઓ કરવી ને બલિદાનો ધરવાં એ તેની ઉપાસનાનો સાચો માર્ગ નથી.

૭. ન્યાયાધીશો દેવના સેવકો મનાતા, ને તેઓ ઉત્તરથી દક્ષિણ લગી કાયદાનો અમલ કરતા.

૮. નીથ દેવીનાં બે સ્તનને બે મગર ધાવે છે એવું ચિત્ર મિસરના પ્રાચીન સંગ્રહોમા મળી આવે છે.

ખેતરોને પાણી પાય છે, મનુષ્યોને હર્ષઘેલાં કરે છે, ને એકનું સર્જન કરવા બીજાને પયપાન કરાવે છે.[૯] તેની સાથે કામ કરનારું કોઈ નથી; તે નીથની સહાયતા વિના જ અન્ન પેદા કરે છે.[૧૦] માનવીઓને તે હર્ષ ઉપજાવે છે.

૮

તિમિરમાંથી નીકળી આવીને તે પ્રકાશ આપે છે. તેનાં ઢોરનાં ગોચરમાં તેની શક્તિ સર્વ કંઇ પેદા કરે છેઃ જે નહોતું (મૃતવત્ હતું) તેને તેની ભીનાશ સજીવન કરે છે. મનુષ્યોને વસ્ત્ર પહેરાવાય છેઃ તેના ઉદ્યાનોને ભરવા. તે પોતાના મજૂરોની કાળજી રાખે છે. તે સાયંકાળ અને મધ્યાહ્નને સરજાવે છે. તે અનંતના અને કાબીસ[૧૧] છે. તે ઉત્તરમાં સર્વ કાર્યોને ચલાવે છે. તે સરજાવે છે સર્વ લખાણોને, સર્વ પવિત્ર વચનોને, અને તેનાં (મનુષ્યનાં) સર્વ ઓજારોને.[૧૨]

૯

તે શબ્દો ઉચ્ચારતો તેના ઘરના અંતર્ભાગમાં પ્રવેશે છે. તેની ઇચ્છા થાય ત્યારે તેના ગૂઢ મંદિરમાંથી તે ચાલવા માંડે છે. તારો કોપ થયે મત્સ્યોનો વિનાશ થાય છે.[૧૩] પછી માણસો મોસમનાં પાણી માટે તારી પ્રાર્થના કરે છેઃ " થિબાઇડ દીપકલ્પ જેવું દેખાઓ, દરેક માણસ પોતાનાં ઓજાર લઇને ચાલતો દેખાઓ, કોઇ માણસ

૯. "નાઈલ સર્વ મનુષ્યોને કામાતુર બનાવે છે. ને તેમને પ્રજનન-શક્તિ આપે છે."

૧૦. નીથ (એટલે વરસાદ આપનારી દેવી)ની સહાયતા વિના. નાઈલનાં ઉનાળાનાં પૂર વરસાદ વિના જ આવે છે, એને અનુલક્ષીને આ વચન કહ્યું હોય એ સંભવિત છે.

૧૧. દેવોના નામ.

૧૨. તે વાણીનો પણ દેવ છે, ને સાથે મનુષ્યને ઉપયોગી એવાં ઓજારો પણ બનાવે છે.

૧૩. દેશમાં ખોરાકની તંગી પડે છે.

સાથીઓથી પાછળ ન પડી જાઓ! વસ્ત્રો ધારણ કરનારા વસ્ત્રો વિનાના હો. અમીરોના પુત્રો આભૂષણો વિનાના હો. રાતે દેવોનાં મંડળ ન થાઓ!"[૧૪] એના ઉત્તરમાં (દેવ) સ્ફૂર્તિદાયક જળ આપે છે, ને સર્વ જનોને હૃષ્ટપુષ્ટ બનાવે છે.

૧૦

હે ન્યાયના સંસ્થાપક! પ્રચંડ જળનાં પૂરની સાથે તારી પૂજા થાય છે, તે વેળા મીઠાં મધુરાં સ્તુતિવચનોથી તારી આરાધના કરતાં લોકો હરખાય છે! મનુષ્યો ધાન્યની આહુતિઓ આપે છે, ને સર્વ દેવની આરાધના કરે છે. ધરતી પર કોઈ પંખીઓ પડતાં નથી. તારો હાથ સુવર્ણથી સુશોભિત છે; જાણે સુવર્ણથી મઢેલો ન હોય. સ્વચ્છ લીલમ જેવા મહામૂલા ધાન્યને ફણગા ફૂટતા હોય ત્યારે તે ખવાઈ જતું નથી.[૧૫]

૧૧

તારું આ સ્તોત્ર વીણાની સાથે ગવાય છે; તારી પ્રીત્યર્થે વીણા[૧૬] (કુશળ) હાથે વગાડવામાં આવે છે! જુવાનો તને જોઇને રંજિત થાય છે. તેઓ તારાં જ સંતાનો છે. તેં એમના શ્રમનું ફળ આપ્યું છે. દેશને શોભાવનારો એક મહાનુભાવ છે; તે પ્રકાશનો દેનારો છે; મનુષ્યોની આગળ ઢાલરૂપ છે; તે નિરાશાની વેળાએ હૃદયમાં ઉત્સાહ પૂરે છે. તેનાં સર્વ પશુની વૃદ્ધિ તેને ગમે છે.

---

૧૪. આનો અર્થ સ્પષ્ટ નથી. નાઈલનું પૂર આવે ત્યારે લોકોને જે કામે ચડી જવાની ભારે ઉતાવળ થાય છે તે અહીં વર્ણવવાનો આશય લાગે છે: કોઇ કપડાં કે ઘરેણાં પહેરવા ન રોકાય, અને દેવોના ઉત્સવો ને ક્રિયાવિધિઓ પણ બંધ કરી દેવામાં આવે.

૧૫. પંખીઓ અનાજને ખાઇ જતાં નથી; દેવ તેનું રક્ષણ કરે છે.

૧૬. Lyre. એ પણ વીણાનો એક પ્રાચીન પ્રકાર હતો.

૧૨

તું રાજાના નગરમાં પ્રકાશે છે; પછી ગૃહસ્થો સર્વ સારી વસ્તુઓ પ્રાપ્ત થતાં અતિ સંતોષ પામે છે; નિર્ધન માણસ કમળને[૧૭] જોઈ હસે છે. વસ્તુમાત્ર સંપૂર્ણ સુવ્યવસ્થિત થઈ ગઈ છે. તારાં બાળકોને હરેક પ્રકારની વનસ્પતિ મળે છે. અન્નના વાખા પડે ત્યારે આનંદોત્સવ ધૂળમાં મળી જાય છે, ને દેશને થાક ચડી જાય છે.

૧૩

હે નાઈલના પૂર, તને બલિદાન અપાય છે; તારા નૈવેદ્યને કાજે બળદો વધેરાય છે; તારે કાજે મહોત્સવો થાય છે; તને મરઘાંનો ભોગ ચડાવાય છે; ખેતરનાં પશુઓને તારે કાજે પકડવામાં આવે છે; ને તારે પ્રીત્યર્થે શુદ્ધ જ્વાળાઓનો હોમ કરવામાં આવે છે. બલિદાનો જેમ નાઈલને અપાય છે તેમ પ્રત્યેક દેવને પણ અપાય છે. બળદ, આખલા ને મરઘાં આદિ અગ્નિમાં હોમાય છે; ને તેની સુવાસ આકાશે ચડે છે! નાઈલનદ પોતાને માટે થિબાઇડમાં[૧૮] ખીણો પાડી લે છે; સ્વર્ગમાં તેનું નામ અજ્ઞાત છે. તે પોતાનાં રૂપ પ્રગટ કરતો નથી! એની પ્રતિમાઓ કરેલી સર્વ નકામી છે![૧૯]

૧૪

મર્ત્યો (એનું) સ્તવન કરે છે; અને દેવમંડળ પણ! ભીષણ સત્ત્વો તેનાથી ભય પામે છે. તેના પુત્રને[૨૦] સર્વનો સ્વામી બનાવેલો છે, આખા મિસરને ઉજ્જ્વળવાને. પ્રકાશ, પ્રકાશ, હે નાઈલ, પ્રકાશ! મનુષ્યોને તેમના વૃષભો દ્વારા જીવન આપ! તેના વૃષભોને ગોચરો-દ્વારા જીવન આપ. તેજસ્વી રૂપે પ્રકાશ, હે નાઇલ.

---

૧૭. અનાજની તંગીમાં જ્યારે બીજું કંઇ ન મળતું ત્યારે તેને કમળ ખાઇને રહેવું પડતું.

૧૮. નાઈલ દક્ષિણની બે ખીણોમાંથી નીકળે છે એનો અહીં ઉલ્લેખ છે.

૧૯. કેમકે તે નિરાકાર છે. સરખાવો પૃ. પર.

૨૦. ફરાઓને -- રાજાને. રાજા સૂર્યનો ઔરસ પુત્ર મનાતો.

## ૮

## અતનની સ્તુતિ

[ ઈ. સ. પૂર્વે ૧૩૮૦ માં મિસરમાં અમનહોતેપ ૪થો નામનો રાજા થયો. તે કાળે ધર્મને નામે જે અનાચાર ચાલતો હતો તેની સામે તેને અણગમો છૂટયો. કર્નાકમાં અમનદેવનું ભવ્ય દેવાલય હતું તેમાં અમનનું મોટું જનાનખાનું રહેતું, ને અમનની—વસ્તુતઃ પૂજારીવર્ગની—રખાતો રહેતી. આ નવા જુવાન ને પત્નીવ્રતી રાજાને એ અકારું લાગ્યું. અમનને નામે વધેરાતાં પ્રાણીનું લોહી જોતું તેને વસમું થઈ પડયું. પૂજારીઓ મંતરજંતર ને તાવીજોના વેપાર ચલાવતા, ને દેવને નામે રાજકાજમાં દખલ કરતા, તેની તેને સૂગ ચડી. આ અધર્મ જોઇને તેણે ધર્મને શુદ્ધ કરવાનો નિશ્ચય કર્યો; જૂની, શુદ્ધ રૂપની સૂર્યપૂજા ફરી ચાલુ કરવાનું ઠરાવ્યું, સૂર્યને 'અતન' નામ નામ આપ્યું, અને એ જ એક દેવ છે ને બીજા કોઈ દેવ નથી એવો એકેશ્વરવાદ પ્રચલિત કર્યો. મૂર્તિપૂજા બંધ કરાવી. સૂર્યની પ્રચલિત મૂર્તિઓ મનુષ્યરૂપની હતી તે કઢાવીને સૂર્યના બિંબની આકૃતિ બનાવી તેની પૂજા ચાલુ કરી. આખા દેશમાંથી અમન દેવનું નામ ને તેની મૂર્તિઓ ઉખાડી નખાવ્યાં, અને 'દેવો' એ શબ્દ જ્યાં જ્યાં હતો ત્યાં બધેથી ભૂંસી નંખાવ્યો. પોતાનું નામ 'અમનહોતેપ' (અમનપ્રસાદ) હતું તે બદલીને 'ઇખનાતન' (તૃપ્તાતન) રાખ્યું. આમાં અસહિષ્ણુતા હતી. દેવની મનુષ્યાકૃતિની પૂજા જો મૂર્તિપૂજા હતી, તો સૂર્યની બિંબાકૃતિની પૂજા પણ શુદ્ધતર તોયે મૂર્તિપૂજા જ હતી. મિસરની

પ્રજાના હાડમાં આવી ધર્મની અસહિષ્ણુતા ન હતી. એવો અસહિષ્ણુ એકેશ્વરવાદ તો પાછળથી યહૂદીઓએ ચલાવ્યો. એવી અસહિષ્ણુતા ન હોત તો તેણે કરવા ધારેલો ધર્મશુદ્ધિનો પ્રયત્ન કદાચ સફળ અને સ્થાયી થયો હોત. એ રાજાનું રચેલું અતનનું એક સુંદર સ્તોત્ર નીચે આપ્યું છે. તેણે જૂનું પાટનગર છોડી નવું વસાવ્યું ને તેને નામ આપ્યું અખેતાતન (અતનની ક્ષિતિજ). ત્યાં એ પોતાના ધર્મસિદ્ધાંતનાં ચર્ચા ને ઉપદેશ કરતો ને દરબારીઓ તે સાંભળતા. અતનને યુદ્ધ પ્રિય નથી એમ તે માનતો, તેને લીધે સામ્રાજ્ય કેટલેક અંશે ઢીલું પણ પડવા પામ્યું, અને સીરિયા સામ્રાજ્યમાંથી ખરી પડ્યું. તેના મૃત્યુ પછી તેનો સંપ્રદાય ઝાઝો વખત ટક્યો નહીં. જૂના સંપ્રદાયે ફરી પાછું જોર જમાવ્યું. તેના અનુગામી તુતનખાતને પોતાનું નામ ફેરવીને તુતનખામન રાખ્યું. અમનની ઉપાસના ફરી શરૂ થઇ. અને ચાળીસેક વરસ પછી ઇખ-નાતનને 'અધર્મી' ને 'દેશદ્રોહી' નામ આપવામાં આવ્યાં, અતનનાં મંદિરો તોડી નાખવામા આવ્યાં, ઈખનાતનનું નામ સરકારી દફતરોમાંથી છેકી નાખવામાં આવ્યું, ને તેનો રાજ્યકાળ જાણે થયો જ ન હોય એવી રીતે સરકારી તવારીખો બદલવામા આવી. છતાં જૂના ધર્મના એ ઝનૂનીઓ આ રાજાનું નામ, તેની સ્મૃતિ, ને તેણે રચેલું અતનનું સુંદર સ્તોત્ર એનો નાશ ન જ કરી શક્યા. ]

આકાશના ક્ષિતિજ પર ઉદય મનોહર છે તારો; હે જીવંત અતન, હે સૃષ્ટિના આદિકર્તા. તું જ્યારે પૂર્વના ક્ષિતિજમાં ગે છે ત્યારે ઊતારી રમ્યતા આખા દેશમાં રેલાવે છે.

તું સુંદર છે, મહાન છે, દરેક દેશની ઉપર ઊંચે ઊંચે તું દીપ્તિમંત રૂપે પ્રકાશે છે. તારાં કિરણો ભૂમિને વ્યાપી વળે છે. એ બધી સૃષ્ટિ તેં જ રચી છે. તું રા છે, અને તું એ સર્વને બંદી બનાવીને લઇ જાય છે; તું તેમને તારા પ્રેમપાશ વડે બાંધે છે. તું દૂર દૂર છે, પણ તારાં કિરણો તો અવનિતલ પર છે; તું ઊંચે ઊંચે છે, પણ તારાં પગલાં તે આ દિવસ છે.

તું જ્યારે આકાશના પશ્ચિમ ક્ષિતિજ પર આથમે છે ત્યારે પૃથ્વી તિમિરે છવાય છે ને મૃતવત્ બની જાય છે. તેઓ (લોકો) પોતાનાં ઘરોમાં ઊંઘી જાય છે, તેઓ માથે ઓઢી લે છે, તેમનાં નાક બંધ થઈ જાય છે, અને કોઈ એકબીજાને જોતું નથી. તેમનાં માથાં નીચે પડેલી સર્વ ચીજો ચોરાઈ જાય છે, ને તેની તેમને ખબર પડતી નથી. પ્રત્યેક સિંહ તેની ગુફામાંથી નીકળી આવે છે, ને સર્વ સર્પો ડંખ મારે છે......જગતે મૌન ધારણ કર્યું છે; તેનો જે સરજનહાર છે તે પોતાના ક્ષિતિજમાં વિશ્રાંતિ લઈ રહ્યો છે.

તું જ્યારે ક્ષિતિજ પર ઊગે છે ત્યારે ધરણી તેજથી ઝળહળી ઊઠે છે. તું જ્યારે દિવસે અતનરૂપે પ્રકાશે છે ત્યારે તું તિમિરને હાંકી કાઢે છે. તું જ્યારે તારાં કિરણોને બહાર મોકલે છે ત્યારે બે ભૂમિ[1] પ્રતિદિન ઉત્સવ માણે છે. તું એમને ઉઠાડે છે ત્યારે તેઓ જાગે છે ને પોતાના પગ પર ઊભા રહે છે. તેમનાં અંગોનું સ્નાન થઇ ગયા પછી તેઓ વસ્ત્રો પરિધાન કરે છે, ને તેમના હાથ તારા ઉદયનું ઉપસ્થાન કરવા ઊંચા થાય છે. આખા જગતમાં લોકો પોતપોતાનું કામ કરે છે.

સર્વ પશુઓ પોતાના નિવાસમાં વિશ્રાંતિ લે છે; વૃક્ષો ને વનસ્પતિ ફૂલેફાલે છે; પંખીઓ તેમની કર્દમભૂમિમાં ફફડે છે, ને તારું ઉપસ્થાન કરવા પોતાની પાંખો ઊંચી કરે છે. ઘેટાંમાત્ર તેમના પગ પર નૃત્ય કરે છે; સર્વ પાંખાળાં પ્રાણીઓ ઊડે છે; તું તેમના પર પ્રકાશે છે ત્યારે તેમના જીવમાં જીવ આવે છે.[2]

નદીના પ્રવાહમાં નાવડીઓ ઉપર નીચે હંકારે છે. તું ઊગે છે એટલે પ્રત્યેક રાજમાર્ગ ખુલ્લો થઇ જાય છે. નદીનાં માછલાં તારી

---

૧. મિસરનું તે કાળે મિસરમાં પ્રચલિત નામ આ હતું.

૨. સરખાવો: सूर्य आत्मा जगतस्तस्थुषश्च ।

સામે કૂદાકૂદ કરે છે. તારાં કિરણો લીલા મહાસાગરના મધ્યમાં પડે છે. સ્ત્રીમાં શુક્રનો સર્જક તું છે; પુરુષમાં વીર્યનો સરજનહાર છે; પુત્રને માતાના દેહમાં જીવન તું આપે છે, તે રડે નહીં માટે તેને પંપાળે છે, ગર્ભવાસમાં પણ તેની માવજત કરે છે. તેં સરજેલા પ્રત્યેક પ્રાણીને સચેતન બનાવવા તું તેને શ્વાસોચ્છ્વાસ આપે છે. તે જે દિવસે ( માતાના ) દેહમાંથી નીકળી આવે છે એ તેના જન્મદિને, તું તેનું મુખ ઉઘાડી તેને વાચા આપે છે; તું તેને જરૂરની વસ્તુઓ પૂરી પાડે છે.

ઈંડામાં રહેલો પંખીનો જીવ જ્યારે ઈંડામાં ચીં ચીં કરે છે ત્યારે તું તેને શ્વાસોચ્છ્વાસ આપે છે, તેને જીવતું રાખવાને. તું તેને (સાચવીને) ઈંડું ફોડવાની ક્ષણ લગી લાવે છે ત્યારે તે ઈંડું ફોડીને બહાર આવે છે, પોતાની સર્વ શક્તિ વાપરીને ચીં ચીં કરવા માટે. તે બહાર આવે છે એટલે બે પગ પર ચાલવા લાગે છે.

કેવાં અનેકવિધ છે તારાં કર્મો ! તે અમારી નજરથી ગૂઢ છે. હે એકેશ્વર, તારા જેવી શક્તિ બીજા કોઈની પાસે નથી. તું જ્યારે એકલો હતો ત્યારે તેં તારા હૃદયની કામના અનુસાર આ સૃષ્ટિને સરજાવીઃ મનુષ્યોને, મોટાં ને નાનાં ઢોરને, ધરતીનાં સહુ નિવાસીઓને, પગે ચાલનારાંઓને, આકાશમાં વિચરનારાંઓને, પાંખે ઊડનારાંઓને. પરદેશોને, સિરિયાને અને કુશને, મિસરની ભૂમિને, પ્રત્યેક મનુષ્યને તું તેને સ્થાને સ્થાપે છે, ને તેની જરૂરિયાત પૂરી પાડે છે.

તું પાતાળલોકમાં નાઇલને સરજે છે; તું તારી ઇચ્છા અનુસાર તેને લાવે છે, લોકોને જીવતા રાખવાને માટે.

કેવી ઉત્તમ છે તારી યોજનાઓ, હે અનંતત્વના અધીશ ! આકાશમાં એક નાઇલ છે — પરપ્રજાઓને માટે, અને પ્રત્યેક દેશનાં

પગે ચાલનારાં પશુઓને માટે. તારાં કિરણો પ્રત્યેક ઉદ્યાનને પોષણુ આપે છે. તું ઊગે છે ત્યારે તેઓ જીવે છે. તારા વડે તેઓ ખીલે છે ને વિકાસ પામે છે. તું ઋતુઓને રચે છે, તારી સર્વ સૃષ્ટિને સરજાવવાને: શિયાળો તેને શીતળતા આપવાને; અને ઊષ્મા તેઓ તારો આસ્વાદ પામી શકે તે માટે. તેં રચ્યું છે દૂરદૂરનું આકાશ — તેમાં તારે ઊગવાને સારુ, ને તેં જે સચરાચરને રચ્યું છે તે નિહાળવા માટે.

તું એકલો, જીવંત અતનરૂપે પ્રકાશે છે, ઊગે છે, ઝળકે છે, દૂર દૂર જાય છે, ને પાછો વળે છે. તું રચે છે કરોડો રૂપો, તારા એકલાની શક્તિ વડે: નગરો, ગામો ને ગોત્રો; રાજમાર્ગો ને સરિતાના પ્રવાહો. ચક્ષુમાત્ર તેમની સમક્ષ તને નિહાળે છે; કેમકે તું પૃથ્વીને માથે તપતો દિનમણિ અતન છે.

તું મારા હૃદયમાં છે; તારા પુત્ર ઈખનાતન સિવાય બીજું કોઇ તને જાણતું નથી. તેં એને જ્ઞાન આપ્યું છે તારી યોજનાઓનું ને તારા સામર્થ્યનું. જગત તારા હાથમાં છે; ને તેનો સરજનહાર પણ તું જ છે. તું ઊગે છે ત્યારે તેઓ જીવે છે; તું આથમે છે ત્યારે તેઓ મરી જાય છે; કેમકે તું તારું પોતાનું દીર્ઘાયુષ્ય છે. મનુષ્યો તારા વડે જીવે છે; અને તું આથમે છે ત્યાં લગી તેમની આંખો તારા મનોહારી રૂપ પર ચોંટી રહે છે. તું પશ્ચિમમાં આથમે છે ત્યારે પરિશ્રમનાં સર્વ કામો ઊંચાં મુકાય છે......

તેં જગતને સ્થાપ્યું છે, અને તેને તારા પુત્રને કાજે પોષ્યું છે — દીર્ઘાયુ ઇખનાતનને કાજે; અને તેની પટરાણી, તેની પ્રિયતમા, એ ભૂમિની સ્વામિની, ચિરંજીવ અને સદા વર્ધમાન એવી, નેફ્રર–નેફ્રુ–અતન, નોફ્રેતીતને કાજે.

૬

## રા ને સર્પદંશ

[ આઈસીસ અને ઍસાઈરીસની કથા એક પ્રકારની છે. આઇસીસ અને રાની કથા જુદા પ્રકારની છે. એમાં આઇસીસ દેવીને જાદુ ને જંતરમંતર કરનારી કલ્પી છે. સૂર્યદેવ રાનાં હૃદય અને જિહ્વા સમાન થોથ દેવે (વિદ્યાપતિએ) તેને વિદ્યા શીખવેલી છે. તેની મૂર્તિનું મુખ સર્પનું કલ્પેલું છે. સામાન્ય રીતે તે લોકોની ભીડ ભાંગવામાં ને તેમનાં સંકટો ટાળવામાં જ મદદ કરતી. પણ તેને એટલા જ્ઞાનથી સંતોષ ન થયો; અને સ્વર્ગ તથા પૃથ્વીના કર્તા ને ભર્તા એવા સૂર્યદેવ રાના જેવી શક્તિ મેળવવાનું તેને મન થયું. તેણે જોયું કે રા પોતાની શક્તિ એક ગૂઢ 'નામ'માંથી મેળવે છે; ને તેને એ 'નામ' જાણવાની ઇચ્છા થઈ. એને માટે એણે કરેલા પ્રયત્નનું વર્ણન નીચેની કથામાં છે. એ કથાનો કાં તો કુદરતની કોઇ ઘટના જોડે સંબંધ હોય. અથવા મિસરના જનસમૂહમાં જે અનેક વહેમો ચાલતા, જાદુ ને જંતરમંતર ચાલતાં તેમાંના કોઈની સાથે—દા. ત. સાપનું ઝેર ઉતારવાના મંત્રની સાથે—તેનો સંબંધ હોય. આ કથામાં સૂર્યનું 'નામ' એટલે સૂર્યની ગૂઢ શક્તિ એ અર્થ અભિપ્રેત છે. મિસરમાં જેણે સંસ્કૃતિ પહેલવહેલી સ્થાપી તે મંજ અથવા અહમંજ રાજાએ, સર્પ જેનું પ્રતીક હતો એવા ચંદ્રની ઉપાસનાની જગાએ સૂર્યપૂજા પ્રચલિત કરેલી. એટલે ઉપાસનાના આ બે સંપ્રદાયના સંઘર્ષનું સૂચન પણ કદાચ નીચેની વાર્તામાં હોય. બે સંપ્રદાય વચ્ચે

માંડવાળ થયાની નિશાની કદાચ એ પણ હોય કે પાછળથી રાજાઓનાં પૂતળાંમાં શિરોભાગ પર સર્પની આકૃતિ જોવા મળે છે. અથવા સંભવ છે કે આ વાર્તામાં સૂર્યગ્રહણનો પણ ઉલ્લેખ હોય. સર્પ એ ધૂમસ, અંધકાર ને વાદળોની પ્રતિમા છે, ને દરરોજ રાતે સૂર્યની સામે લડે છે, એવી પણ કલ્પના છે. ]

સ્વર્ગ અને પૃથ્વીના, ચેતન અને અગ્નિના, દેવો અને મનુષ્યોના, પશુના અને ઢોરના, સરીસૃપોના, પંખીઓના અને મત્સ્યોના કર્તા, એવા સ્વયભૂ દેવની આ કથા છે. તે મનુષ્યો ને દેવોનો રાજા છે. તેનું રૂપ એક છે. કાળના યુગો તેને સારુ વરસો જેવા છે. તેને ઘણાં અજ્ઞાત નામો છે; ને તે નામો દેવો પણ જાણતા નથી.

હવે આઇસીસે સ્ત્રીરૂપ ધારણ કર્યું હતું. તેની વાણીમાં ઘણી કુટિલતા હતી, ને તેનાં વેણમાં ઘણી મોહકતા હતી. તે કરોડો મનુષ્યોથી મનમાં કંટાળી ગઇ હતી; તેને કરોડો દેવો વધારે ગમતા હતા, ને કરોડો તેજસ્વી સત્ત્વો વિષે તેને અતિ આદર હતો. તેણે હૃદયમાં વિચાર કરી જોયો કે તેનાથી સ્વર્ગમાં ને પૃથ્વી પર રા જેવા થઇ શકાય ખરું? પૃથ્વી ને સ્વર્ગની સ્વામિની બની શકાય ખરું? તેણે મનમાં ઘડભાંજ કરી જોઇ કે આ પવિત્ર દેવ (રા)નું 'નામ' જાણવાથી એ ધારણા પાર પડે કે નહીં?

રા દરરોજ તેના નાવિકોને મોખરે નીકળીને આકાશમાં આવતો, અને ક્ષિતિજના બેવડા સિંહાસન પર[1] વિરાજતો દેવ વૃદ્ધ થયો હતો. તે પોતાના શરીરમાંથી પૃથ્વી પર સ્રાવ કરતો હતો, અને તેનું થૂંક જમીન પર પડતું હતું. એ થૂંક સાથે જમીન પરની ધૂળને મસળીને તેનો પિંડો આઇસીસે હથેળીમાં લીધો, અને તેમાંથી નાગની આકૃતિ બનાવી; તેનું રૂપ તીરને મળતું બનાવ્યું. નાગ હાલ્યો નહીં,

૧. સૂર્યોદય અને સૂર્યાસ્તની ક્ષિતિજ.

ને દેવીના સાંનિધ્યમાં નિર્જીવ રહ્યો. જે માર્ગે થઈને સૂર્યદેવ બે દેશ (મિસર)માં યથેચ્છ વિહરતા હતા તે માર્ગમાં દેવીએ આ નિર્જીવ વસ્તુને મૂકી દીધી.

સૂર્યદેવ ઊગ્યા; તેમની પાછળ સ્વર્ગના દેવો ચાલ્યા; અને તેમણે નિત્યક્રમ અનુસાર પ્રયાણ કર્યું. પેલો નાગ સૂર્યદેવને ડસ્યો, અને તેમના દેહમાંથી ચેતનરૂપી અગ્નિ નીકળી ગયો. દેવે મુખ ઉઘાડ્યું, અને તેમની ચીસનો પડઘો આખા આકાશમાં પડ્યો. દેવસંઘે કહ્યું: 'શું છે?' અને તેમની પાછળ ચાલ્યા આવતા દેવોએ પૂછ્યું: 'શું છે?' સૂર્યદેવને નબળાઈ એટલી આવી ગઈ હતી કે તે આનો ઉત્તર દઈ શક્યા નહીં. તેમની દાઢો કકડવા લાગી; આખું શરીર થરથર ધ્રૂજવા લાગ્યું; અને જેમ નાઈલનો પ્રવાહ દેશનાં વ્યાપી વળે છે તેમ વિષ તેમના અંગેઅંગમાં વ્યાપી વળ્યું.

એ મહાબલાઢ્ય દેવે હૃદયને મજબૂત કર્યું, અને પાછળ આવતા દેવોને બૂમ પાડીને કહ્યું: "મારા અંગમાંથી ઉત્પન્ન થયેલા, મારા દેહમાંથી જન્મેલા હે દેવો, તમે અહીં મારી પાસે આવો; તો હું તમને કહું કે શું થયું છે. કોક ઝેરીલી વસ્તુએ મને ઘા કર્યો છે: મારું હૃદય તે જાણે છે. મારી આંખે એ વસ્તુને કદી જોઈ નહોતી, મારા હાથે એને કદી બનાવી નહોતી. મારા પર આવો ઘા કરે એવું કોઈ મારી જાણમાં તો નથી. મને આના જેવું દર્દ પહેલાં કદી થયું નથી, અને એના જેવી તીવ્ર વેદના બીજી એકે નથી.

"હું રાજા છું, રાજાનો પુત્ર છું, દેવનું બીજ છું. હું મહાદેવ છું, મહાદેવનો પુત્ર છું. મારા પિતાએ મારું 'નામ' યોજ્યું છે. મારે ઘણાં નામો છે, ઘણાં રૂપો છે. મારું સત્ત્વ પ્રત્યેક દેવમાં વિદ્યમાન છે. તેમુ અને હોરસ દેવ, જેઓ નામો આપે છે, તેમણે મારું 'નામ' ઉચ્ચાર્યું છે. મારા પિતાએ ને મારી માતાએ મારું 'નામ' ઉચ્ચાર્યું

છે. મારા જનકે તે મારા દેહમાં સંતાડી દીધું છે, કે જેથી કોઈ મારા પર મંત્ર યા જાદુ કદી ચલાવી શકે નહીં.

"હું મારા મંદિરમાંથી બહાર આવ્યો હતો, મારે શું કરવાનું છે તે જોવાને. મેં સરજેલા બે દેશો (મિસર)ની ભૂમિ પર થઈને હું વિચરતો હતો. તેવામાં કોઈએ મારા પર છરો ફેંકી ઘા કર્યો;[૨] પણ ઘા કોણે કર્યો તેની મને ખબર નથી. એ અગ્નિ હોય ખરો? એ પાણી હોય ખરું? મારા હૃદયમાં અગ્નિ સળગે છે, મારાં અંગો ધ્રૂજે છે, ને મારું શરીર થથરે છે. દેવો મારાં સંતાનો છે; તેમાંથી જેમની વાણીમાં જાદુઈ શક્તિ હોય, જેમનાં મુખમાંથી છટાદાર વાણી નીકળતી હોય, અને જેમની શક્તિ સ્વર્ગને ભેદતી હોય તેવાને મારી પાસે લાવો."

પછી એમનાં સંતાનો એમની પાસે આવ્યાં. સર્વ દેવદેવી ત્યાં આવ્યાં હતાં ને રડતાં હતાં. જાદુઈ શક્તિવાળી આઈસીસ દેવી પણ આવી. તેના મુખમાં જીવનનો પ્રાણ છે; તેના મંત્રોચ્ચાર દુઃખનો નાશ કરે છે, અને તેના મંત્રો મરેલાંને જીવતાં કરે છે. તેણે કહ્યું: "આ શું છે, હે દૈવી પિતા, તે હું કહું. તમને નાગે દંશ કર્યો છે. જે વસ્તુને તમે સરજી છે તેણે તમારી સામે માથું ઊંચક્યું છે. કલ્યાણકારી મંત્રો વડે એનો નાશ અવશ્ય થશે જ. તમારાં કિરણોના દેખતાં હું એને નસાડી શકું છું."

સૂર્યદેવે મુખ ઉઘાડ્યું ને કહ્યું: "હું રસ્તા પર પ્રવાસ કરતો હતો, મારા રાજ્યના બે દેશ પર થઈને વિચરતો હતો, કેમકે મેં જે સૃષ્ટિ રચી હતી તે જોવાનું મને મન હતું. તે વેળાએ નાગ મને ડસ્યો; પણ મેં તેને જોયો નહીં. એ અગ્નિ નથી. એ પાણી નથી. (અત્યારે)

---

૨. નાગને સૂર્યદેવ જાણતા નહોતા, એટલે તેમને એ આકૃતિ છરા જેવી લાગી હશે.

હું પાણીથીયે શીતળ છું; ને અગ્નિથીયે ગરમ છું. મારાં સર્વ અંગો પરસેવાથી નવાઈ રહ્યાં છે. હું ધ્રૂજું છું. મારી આંખ અસ્થિર છે, ને હું આકાશને જોઈ શકતો નથી. ભરઉનાળામાં બને એમ મારા મોઢા પરથી પાણી ઝરે છે."

આઇસીસે રાને કહ્યું: "હે પિતૃદેવ, મને તમારું નામ કહો."

[રાએ કહ્યું:] "હું સ્વર્ગ અને પૃથ્વીનો કર્તા છું. મેં પર્વતોને એગા બાંધ્યા છે, અને તેના પર જે ચીજો હસ્તી ધરાવે છે તેને સરજી છે. હું જળનો સરજનહાર છું, ને સ્વર્ગનું મહાસરોવર મેં બનાવ્યું છે. પ્રેમના આનંદનો સર્જક મેં ઉત્પન્ન કર્યો છે. મેં સ્વર્ગ રચ્યું છે, બે ક્ષિતિજોને શણગારી છે, અને તેમાં દેવોનું ભવ્ય તેજ મૂક્યું છે. હું મારાં બે નેત્ર[3] ઉઘાડું છું ત્યારે પ્રકાશ થાય છે, અને મારાં બે નયન મીંચું છું ત્યારે અંધકાર પથરાય છે. હું આજ્ઞા કરું છું ત્યારે નાઇલનાં પૂર ચડે છે. મારું 'નામ' દેવો જાણતા નથી. ઘડીપળ મેં બનાવ્યાં છે. દિવસોનો સર્જક હું છું. વરસના ઉત્સવોનો આરંભ કરનાર હું છું. પાણીના પ્રવાહોનો સર્જક હું છું હું અગ્નિને પેદા કરું છું, ને તેના વડે ઘરનાં કામો થાય છે. હું પ્રભાતે ખેપરી છું, મધ્યાહ્ને રા છું, ને સાયંકાળે તેમુ છું."

પણ [રાના શરીરમાં] વિષ ફેલાતું અટક્યું નહીં, ને એમને જરા પણ કળ વળી નહીં.

આઇસીસે રાને કહ્યું: "તમે મને આટલું બધું કહ્યું તેમાં તમારું નામ ન કહ્યું. એ 'નામ' કહો એટલે વિષ તમારા શરીરમાંથી નીકળી જશે. જે પોતાનું 'નામ' પ્રગટ કરે છે તે જીવે છે."

દરમ્યાન [રાના શરીરમાં] વિષના અગ્નિની ભયંકર બળતરા થવા લાગી, અને અગ્નિની જ્વાળા કરતાંયે તે દારુણ થઈ પડ્યું.

---

3. સૂર્ય અને ચંદ્ર.

રાએ કહ્યું: "હું આઇસીસને કહું છું કે તે મારું અંગેઅંગ તપાસી લે. મારું નામ મારી કાયામાંથી એની કાયામાં પ્રવેશ કરશે."

પછી સૂર્યદેવ અન્ય દેવોથી સંતાઈ ગયા, અને કોટિ વર્ષોની નાવમાંનું સિંહાસન ખાલી પડ્યું. હૃદયને આવવાનો સમય થયો એટલે આઇસીસે તેના પુત્ર હોરસને કહ્યું: "સૂર્યદેવે શપથ લઇને કહ્યું છે કે તેઓ પોતાની બે આંખ (તને) આપી દેશે." [રાએ શપથ લીધા] અને એ મહાદેવનું 'નામ' તેમની પાસેથી લઇ લેવામાં આવ્યું.

પછી જાદુના મંત્રોની સ્વામિની આઇસીસ બોલી: "નીકળી આવ, હે વિષ! રાના શરીરમાંથી બહાર નીકળ! હે હોરસના નેત્ર, તેમ દેવના શરીરમાંથી બહાર આવ, ને તેના મેં ઘડેલા મુખ પર ગોઠવાઇ જા. વિષ નીચે પડો; પૃથ્વી પર ઊતરો. વિષને ઉતારી દેવામાં આવ્યું છે. જુઓ, મહાદેવ સૂર્યનું 'નામ' તેમની પાસેથી લઇ લેવામાં આવ્યું છે. રા જીવે છે, વિષ મરે છે; વિષ મરે છે, રા જીવે છે."

## ૧૦

## 'હું રા છું'

[નીચેના સ્તોત્રમાં કહેલું છે કે મનુષ્ય દેવરૂપ છે, ને તેનું એકેએક અંગ કોઈ ને કોઈ દેવનું અંગ છે. મૃત્યુ પછી ઓસાઇરીસની આસપાસ ભેળાં થયેલાં દેવદેવી પાપી મનુષ્યનાં અંગોને ખાઇ જવા તત્પર થાય છે ત્યારે મનુષ્ય આ સ્તોત્ર કહે છે, અને પોતાનું ભક્ષણ ન કરી જવા વીનવે છે, એવી કલ્પના છે. અતિપ્રાચીન કાળમાં મિસરમાં નરમેધની પ્રથા હતી, તે બંધ કરાવવા માટે પણ કદાચ આ કલ્પનાઓ પ્રચલિત કરવામાં આવી હોય. તે ઉપરાંત આ સ્તોત્રમાં દેવત્વને અંગેની અનેક ઉચ્ચ કલ્પનાઓ સ્પષ્ટ રૂપે પ્રગટ થવા મથતી હોય એમ દેખાય છે.]

હે રાજદંડની ભૂમિ! હે દેવરાજના કિરીટ! હે નૌકાના વિશ્રામસ્થાન! હું એ (દૈવી) બાળક છું, હું એ બાળક છું, હું એ બાળક છું.[1] હે અબુ-ઉર, તું દરરોજ (મને) કહે છે: "તું જાણે છે કે તારે માટે વધસ્તંભ તૈયાર થયો છે, ને તું જરઠ થઈ ગયો છે." પણ હું તો પ્રશંસકોની રક્ષા કરનાર રા છું. હું આસર વૃક્ષમાં દેવની ગાંઠ છું, બમણો સુંદર છું, ગઈ કાલના કરતાં અધિક તેજસ્વી છું.

---

૧. દૈવી બાળક — હોરસ દેવ.

મારા વાળ તે નૂના વાળા છે. મારું મુખ તે સૂર્યબિંબનું મુખ છે. મારી આંખો તે હથોરની આંખો છે. મારા કાન તે અપુઆતના કાન છે. મારું નાક તે ખેંતી–ખાસનું નાક છે. મારા ઓઠ તે અનપુના ઓઠ છે. મારા દાંત તે સરક્તના દાંત છે. મારું ગળું તે દેવી આઈસીસનું ગળું છે. મારા હાથ તે બા–નેબ–ટદ્દુના હાથ છે......મારા શરીરનું એકે અંગ એવું નથી જે કોઇ દેવનું અંગ ન હોય. થોથ દેવ સદા મારા દેહનું રક્ષણ કરે છે, અને હું પ્રતિદિન પ્રકાશતો રા છું.[૨] મારાં બાવડાં પકડીને મને કોઇ ખેંચી નહીં શકે, ને કોઈ મારા હાથને જબરાઈથી પકડી નહીં શકે...... જે દેવ આવે છે, આગળ વધે છે, ને જેનું નામ અજ્ઞાત છે તે હું છું. હું ગઈ કાલ (ભૂતકાળ) છું, અને મારું નામ છે કરોડો વર્ષોનો દ્રષ્ટા. હું ચાલું છું. દૈવી સ્વર્ગીય ન્યાયાધીશોના માર્ગો પર હું ચાલું છું. હું અનંતકાળનો અધીશ છું. હું ખેપેરા દેવની જેમ આજ્ઞાઓ આપું છું ને ન્યાય તોળું છું. હું ઉરેરેત કિરીટનો સ્વામી છું... હું હોરસ છું, ને કરોડો વર્ષોને પદાક્રાંત કરું છું. મેં મારા સિંહાસનને (સ્થિર કરવા) માટે આજ્ઞા કરી છે, ને હું તેનો શાસક છું. ખરેખર મારું મુખ વાણી અને મૌન વચ્ચે સમતોલપણું સાચવે છે. હું ઉનેફર છું, એક ઋતુથી બીજી ઋતુ સુધી; અને મારી પાસે જે કંઈ છે તે મારા દેહમાં સમાયેલું છે. હું એકેશ્વર છું; અને જે એકેશ્વર ગોળ ગોળ ફરે છે

---

૨. સરખાવો : पूषन्नेकर्षे यम सूर्य प्राजापत्य व्यूह रश्मीन् समूह । तेजो यत्ते रूपं कल्याणतमं तत्ते पश्यामि योऽसावसौ पुरुषः सोऽहमस्मि ॥

(હે પૂષન્, હે એકર્ષિ, હે યમ, હે સૂર્ય, હે પ્રજાપતિના પુત્ર, તારાં કિરણોને ફેલાવ; તારા તેજને ભેગું કરી લે, જેથી તારું જે કલ્યાણતમ રૂપ છે તે હું જોઇ શકું. તેમાં જે પુરુષ છે તે પુરુષ હું પોતે છું!)

—ઈશોપનિષદ

તે મારો જન્મદાતા છે. ઉચ્ચાતમાં વસનારો દેવ હું છું. કોઇ પણ પ્રકારની બૂરી વસ્તુ મારી સામે ઊભી થઇ શકશે નહીં; અને કોઇ પણ બૂરી વસ્તુ, કોઇ પણ હાનિકારક વસ્તુ, કોઇ પણ વિનાશકારી વસ્તુ મને ઇજા કરી શકશે નહીં. હું સ્વર્ગનાં દ્વાર ખોલું છું, મારા સિંહાસન પર રાજ્ય કરું છું, અને આજે થનારા જન્મોનો માર્ગ હું ખુલ્લો કરું છું. હું ગઇ કાલ (ભૂતકાળ)ના માર્ગ પર ચાલનારો બાળક છું. હું અગણિત રાષ્ટ્રો ને પ્રજાઓ માટે આજનો દિવસ (વર્તમાનકાળ) છું. હું કરોડો વર્ષો થયાં તમારી રક્ષા કરું છું; અને તમે સ્વર્ગના નિવાસી હો, કે આ પૃથ્વીના, કે દક્ષિણના, કે ઉત્તરના, કે પૂર્વના, કે પશ્ચિમના નિવાસી હો, મારો ભય તમારા દેહમાં ભરેલો છે. મારો પ્રાણ મારી આંખમાં વસે છે; અને હું ફરી મરવાનો નથી... હું અજ્ઞેય છું, પણ રાતા દેવોનાં મુખ મારી તરફ વળેલાં છે. હું પ્રગટ છું...હું ઊગનારો ને પ્રકાશનારો દેવ છું, ભીંતમાંથી નીકળી આવનારી ભીંત છું. એકેશ્વર છું, ને એકેશ્વરના ઉદરમાંથી ઉત્પન્ન થયેલો છું...સ્વાગત છે તને, હે મારા સરજનહાર. મારામાં ચાલવાની શક્તિ નથી. મારું બળ મારી હથેળીમાં છે. હું પોતે અજ્ઞાત છું, પણ હું તને જાણું છું. હું હાથમાં પકડાઉં એવો નથી, પણ હું તને મારી હથેળી પર રાખી શકું એમ છું...હું કરોડો વરસ જીવનારો હોરસ છું. મારી જ્યોત તમારા પર પ્રકાશે છે, ને તમારાં હૃદયને મારી પ્રત્યે ખેંચી લાવે છે. હું મારા સિંહાસન પર આજ્ઞા ચલાવું છું, અને હું આ ઋતુમાં આગળ વધું છું. મેં રસ્તો ખુલ્લો કર્યો છે, અને હું સર્વ બૂરી વસ્તુઓમાંથી મુક્ત થઇ ગયો છું.

## ૧૧

## રાજાની પ્રશસ્તિ

[ મિસરનો રાજા પેરો[૧] સૂર્યદેવની સાક્ષાત્ મૂર્તિ અને તેનો પ્રતિનિધિ ગણાતો, અમન દેવનો ઔરસ પુત્ર ગણાતો, અને તેથી દેવની પેઠે તેની પણ સ્તુતિ કરવામાં આવતી. તેનો એક નમૂનો નીચે આપ્યો છે.]

ઘણું જીવો રાજા ! આ આવે છે સત્યનિષ્ઠના રાજવી ભવનમાં—જેમાં સૂર્યદેવ છે તે મહાસ્વર્ગમાં—રાજાના આગમનની છડી પોકારવાને. પૃથ્વીને સુજનતા વડે પ્રકાશિત કરવાને ઉદય પામનારા હે સૂર્ય, મારા તરફ દૃષ્ટિપાત કર. મનુષ્યરૂપધારી સૂર્યબિંબ તિમિરનો પીછો પકડી મિસરમાંથી હાંકી કાઢે છે. તું જાણે આકાશમાં ઊગનારા તારા પિતા સૂર્યદેવની પ્રતિમા જેવો છે. તારાં તેજકિરણો ગુફાઓ સુધી સોંસરાં પહોંચી જાય છે. તારી સુજનતા વિનાનું કોઈ સ્થાન (જગતમાં) નથી. તારાં વચન દેશેદેશમાં કાયદારૂપ છે. તું જ્યારે તારા મહેલમાં વિશ્રાંતિ લે છે ત્યારે તું સર્વ દેશોની વાણી સાંભળે છે. તને કરોડો કાન છે. ગગનના તારકગણની ઉપર તારું તેજસ્વી નયન છે; ને તે સૂર્યબિંબની સામે મીટ માંડી શકે છે. ગુફામાં પણ કોઇ મોઢું કંઇક બોલે તો તે વચન તારા કાન સુધી પહોંચી જાય છે. જે કંઇ કામ ગુપ્ત રીતે થાય છે તેને તારી આંખ જુએ છે; હે દયામય પ્રભુ, હે શ્વાસોચ્છ્વાસના સર્જક.

---

૧. મૂળ શબ્દ 'પેરો' છે, 'ફરાઓ' એ શબ્દ યહૂદીઓએ મૂળ પરથી બનાવેલો અપભ્રંશ છે.

## ૧૨

## રાજાનો લેખ

[ મિસરના ઇતિહાસકારોએ અમુક ધોરણે રાજાઓના અનેક વંશો ગણાવ્યા છે. એમાં ૧૨મા વંશનો રાજ્યકાળ ભારે જાહોજલાલીનો હતો. તે સમયમાં સ્થાપત્ય સિવાયની સર્વ કળાઓ પ્રગતિની ટોચે પહોંચી હતી. એ વંશના પહેલા રાજા અમન-એમહેત ૧લાનો એક લેખ મળેલો છે તેમાં નીચે પ્રમાણે લખ્યું છે.]

હું ધાન્યની ખેતી કરતો. ને મને કૃષિદેવ પ્રત્યે અનુરાગ હતો; નાઈલ મને અને પ્રત્યેક ખીણને હર્ષથી આવકાર આપતી; મારાં વરસોમાં કોઇ ભૂખ્યું ન રહેતું, ત્યારે કોઈ તરસે ન મરતું; મેં જે કામો કર્યાં હતાં તેને લીધે માણસો શાંતિમાં રહેતા, ને મારે વિષે વાતો કરતા.

હું ભિક્ષુકને દાન આપતો; અનાથ બાળકોને ઉછેરતો. હું જેમ મોટા મોભાદાર માણસોને તેમ જ રંક અને દીનહીનને મારી સમક્ષ આવવા દેતો. પણ જેણે મારું અન્ન ખાધું તેમણે બળવો કર્યો. જેમને જેમના પર મેં વિશ્વાસ રાખ્યો તેમણે જ મને દગો દીધો.

[ આવા સારા રાજાની સામે તેણે જાતે ઊંચે પદે ચડાવેલા અમીર ઉમરાવોએ કાવતરું કર્યું. તેને તો તેણે દબાવી દીધું, પણ તેનું મન ખાટું

થઈ ગયું ને તે પોતાના દીકરાને માટે નીચેની શિખામણ એક લેખ દ્વારા મૂકી ગયો. ]

હું તને કહું છું તે તું સાંભળ; જેથી તું પૃથ્વીનો રાજા થઈ શકે, જેથી તું કલ્યાણમાં વૃદ્ધિ કરી શકે. તારા તાબાના સહુ માણસો પ્રત્યે તું કડક થજે. એ લોકોને જે ત્રાસ આપે તેની જ વાત તેઓ કાન ધરે છે. તેમની પાસે તું એકલો ન જતો. તારા હૃદયમાં ભાઈને સ્થાન આપીશ નહીં; કોઈને મિત્ર ગણીશ નહીં;......તું સૂઈ જાય ત્યારે તારા પોતાના હૃદયની રક્ષા કરજે; કેમકે આફતને દહાડે માણસને કોઈ મિત્ર હોતો નથી.

## ૧૩

# રાણીના શિલાલેખ

[થુતમોસ ૧ લો નામના પ્રતાપશાળી રાજાને એક પુત્રી હતી હતશેપસુ પિતાએ પોતાના લાંબા રાજ્યકાળના છેવટના ભાગમાં એને સિંહાસન ભાગીદાર બનાવેલી. પિતાના મૃત્યુ પછી થોડાંક વરસ તેના સાવકા ભાઇ અ પતિ થુતમોસ બીજાએ રાજ્ય કર્યું. ને તેના મરણ પછી પતિના બીજા એ સાવકા ભાઇને કોરે મૂકી રાણી પોતે જ ગાદીએ બેઠી. તેણે ૨૨ વર રાજ્ય કર્યું, ને સફળ રીતે રાજ્યકારભાર ચલાવ્યો. ઇતિહાસકાર કહે છેઃ "તે અઘટિત ત્રાસ વિના આંતરિક શાંતિ ને સુવ્યવસ્થા જાળવી, અને મુલક ગુમાવ વિના બાહ્ય શાંતિ જાળવી. તેણે પુંત દેશ (પૂર્વ આફ્રિકા)માં મોટી સવા મોકલી, સ્વદેશના વેપારીઓને નવાં બજાર મેળવી આપ્યાં, ને પ્રજાને ન નવી મોજશોખની ચીજો. તેણે કર્નાકને રળિયામણું બનાવવામાં ફાળો આપ્ય ત્યાં બે ભવ્ય સ્તંભો ઊભા કર્યા, અને પિતાએ જે આલેશાન દેવાલયની યોજ ઘડેલી તે બંધાવી પૂરું કર્યું. પરદેશી રાજાઓ જે જૂનાં મંદિરોને નુકસા કરી ગયેલા તે દુરસ્ત કરાવ્યાં. "પોતાના સ્ત્રીત્વને બાદ કરતાં દરેક બાબત તેણે રાજાનું પદ શોભાવ્યું. સ્ત્રીત્વનો અપવાદ પણ તેણે ન રહેવા દીધે મિસરનો દરેક રાજા મહાદેવ અમનનો પુત્ર હોવો જોઈએ એવી ધર્મ પ્રણાલિકા હતી, એટલે હતશેપસુતે પુરુષ અને દેવપુત્ર બંને બનવાની ગોઠવ કરી, ને એ પ્રકારની કથા રચાવી. પોતાની પ્રજાની માન્યતાને, અને કદા

પોતાના હૃદયની ગૂઢ ઇચ્છાને, સંતોષવા રાણીએ સ્મારકો પર દાઢીવાળા ને સ્તન વિનાના યોદ્ધારૂપે પોતાની આકૃતિ કોતરાવી. શિલાલેખોમાં એનો ઉલ્લેખ નારીજાતિમાં કરેલો છે ખરો, પણ એમા જ એને 'સૂર્યપુત્ર' અને 'બે ભૂમિનો સ્વામી' એ નામો પણ આપેલાં છે. તે જ્યારે જાહેરમાં નીકળતી ત્યારે પુરુષવેશ અને દાઢી ધારણ કરતી."[૧] તેણે પોતાના એક શિલાલેખમાં કહ્યું છેઃ "જે ખંડેરો હતાં તેનો મેં જીર્ણોદ્ધાર કર્યો છે. એશિયાવાસીઓ આ ભૂમિમાં આવેલા ને જે કંઇ ઊભું હતું તેને તોડીફોડી નાખેલું, ત્યારથી જે કંઇ અધૂરું પડ્યું હતું તે મેં પૂરું કર્યું છે." તેણે નાઇલને પશ્ચિમ કાંઠે પોતાની કબર પણ ચણાવી રાખી. પછીના રાજાઓ પણ તેનું અનુકરણ કરીને પોતાની કબરો જીવતાં જ ચણાવી રાખવા લાગ્યા; એ જગાએ રાજાઓની કબરોનું જાણે નગર રચાયું; ને એ સ્થાન નાઇલને આથમણે કાંઠે હોવાથી મિસરની ભાષામાં 'આથમણે જવું' એટલે 'અવસાન પામવું' એવો અર્થ પ્રચલિત થયો. રાણીએ ઊભા કરેલા પેલા બે સ્તંભોમાંથી એક અત્યારે આડો પડેલો છે ને બીજો હજુ જેવો ને તેવો ઊભો છે; તે ૯૬ ફીટ ઊંચો છે ને એક જ પથ્થરનો છે. આવા બબ્બે સ્તંભો મંદિરો વગેરેના પ્રવેશદ્વારની બે બાજુ ઊભા કરવાનો તે વેળા રિવાજ હતો. એક લેખક કહે છેઃ "હતશેપસુતના એક પાષાણના બનેલા બે સ્તંભો થીબ્ઝથી દક્ષિણે ૧૨૦ માઇલ પર અસ્વાનમાં આવેલી ખાણોમાંથી ખોદવા પડ્યા હશે, નદી વાટે થીબ્ઝ લાવવા પડ્યા હશે, અને ત્યાં મંદિરમાં ઊભા કરવા પડ્યા હશે એ યાદ કરીએ; અને એ સ્તંભની બેસણી પર કોરેલા શિલાલેખમાં કહ્યું છે કે 'સ્તંભોના પથરા ખાણમાંથી ખોદતાં ફક્ત સાત જ મહિના લાગેલા,' એ હકીકત ધ્યાનમાં લઈએ; તો આ સ્તંભોની નિર્મિતિ એ સ્થાપત્યની એક મહાસિદ્ધિરૂપ ગણાવી જોઇએ."[૨] એ બે સ્તંભો પરના શિલાલેખોના મુખ્ય ભાગ નીચે આપ્યા છે.]

"જે લોકો બે યુગ પછી જન્મ પામશે, અને જેમનાં હૃદય મેં મારા પિતાને કાજે રચેલા આ સ્મારક વિષે વિચાર કરશે, તેમને

---

૧. Will Durant : *The Story of Civilization.*

૨. Alan W. Shorter: *The Egyptian Gods.* ૩. સુવર્ણથી મઢેલા.

ઉદ્દેશીને હું કહું છું...હું મહેલમાં બેઠી હતી ત્યાં મને મારા જન્મ-દાતાનું સ્મરણ થઇ આવ્યું, અને મારા હૃદયે મને પ્રેરી — એમને કાજે શુદ્ધ સુવર્ણના એવા બે સ્તંભો રચવાને, જેનાં શિખરો ગગનમાં ભળી જતાં હોય......

"ભવિષ્યનાં વર્ષોમાં મારું આ સ્મારક જોનારા ને મારી કૃતિને વિષે બોલનારા હે લોકો, તમે એમ રખે કહેતાઃ 'આ શા સારુ કર્યું હશે, આવા કોઇએ કર્યો નથી એવો નર્યા સોનાનો પહાડ શાને સારુ ઘડ્યો હશે, એ હું નથી જાણતો, નથી સમજી શકતો.' હું શપથપૂર્વક કહું છું. જેમ રા મારા પર પ્રીતિ રાખે છે, જેમ મારા પિતા અમન મારી પ્રશંસા કરે છે, જેમ મારું નાક ચેતન અને કલ્યાણ વડે નવી સ્ફૂર્તિ પામે છે, જેમ હું શ્વેત કિરીટ ધારણ કરું છું, જેમ હું લાલ મુગટ પહેરીને બહાર નીકળું છું, જેમ આ બે દેવાએ મારે કાજે તેમના અંશોનું એકીકરણ કર્યું છે, જેમ હું આઇસીસપુત્રની પેઠે આ ભૂમિ પર રાજ્ય કરું છું, જેમ મેં નૂતના પુત્રની પેઠે બળ પ્રાપ્ત કર્યું છે, જેમ રા તેની સાયંનૌકામાં આથમે છે, જેમ તે પ્રાતર્નૌકામાં ચિરંતન તપે છે, જેમ તે દૈવી નાવમાં પોતાની બે માતાઓ સાથે બેસે છે, જેમ આકાશ સ્થિર રહે છે, જેમ તેણે સરજેલી વસ્તુઓ ચિરસ્થાયી રહે છે, જેમ હું અવિનાશી તારકની હેઠે શાશ્વતકાળ જીવીશ, જેમ હું આતુમની[૩] પેઠે જીવનમાં આથમીશ, તેમ હું કહું છું કે મેં મારા પિતા અમનને કાજે શુદ્ધ સુવર્ણના બે મહાસ્તંભો ઘડાવ્યા છે; એટલા માટે કે આ મંદિરમાં મારું નામ કાયમ રહે ને શાશ્વતકાળ ટકી રહે. એ સ્તંભો કઠણ રાતા પથ્થરનો એક એક આખો કકડો છે; એમાં સાંધો કે થીગડું એક પણ નથી."

---

૩. સાયંકાળનો સૂર્ય.

[બીજા શિલાલેખમાં નીચે પ્રમાણે લખ્યું છે.]

"આ સ્તંભો દક્ષિણની ખાણોમાંથી આણેલા કઠણ પથ્થરના છે; તેમનાં શિખર સર્વ પરદેશોમાંના ઉત્તમોત્તમ સુવર્ણમાંથી પસંદ કરેલા શુદ્ધ સુવર્ણનાં છે. એ સ્તંભો નદીમાં દૂરદૂરથી જોઇ શકાય છે; એમના તેજનો અંબાર બે ભૂમિને આંજી દે છે; અને જ્યારે સૂર્યબિંબ એ બેની વચ્ચે પ્રગટ થાય છે ત્યારે ખરેખર જાણે આકાશના ક્ષિતિજમાં સૂર્ય ઊગ્યો હોય એવું ભાસે છે......તમે, જેઓ દીર્ઘ કાળ પછી આ સ્મારકો જોશો, જેઓ મારી આ કૃતિને વિષે વાતો કરશો, તેઓ કહેશો: 'એમણે સુવર્ણનો આખો પહાડ કેવી રીતે રચ્યો હશે એ અમે જાણતા નથી, અમે સમજી શકતા નથી.'......એ સ્તંભોને ઢોળ ચઢાવવાને મેં સોનું મણ મણને માપે આપ્યું છે, જાણે એ અનાજની ગૂણો ન હોય......કેમકે મને ખબર હતી કે કર્નાક એ પૃથ્વી અને સ્વર્ગ વચ્ચેનું ક્ષિતિજ છે."

# ૧૪

## વિજયગીત

[ રાજા થુતમોસ ૩ જો એ મહાન વિજેતા હતો. તેણે અનેક સંગ્રામો ખેડચા, ને અનેક શત્રુઓ પર વિજય મેળવી અનેક દેશો મિસરના સામ્રાજ્યમાં ઉમેર્યા. એક મોટી જીત મેળવીને તે સ્વદેશ પાછો ફર્યો તે વેળાએ તેના સ્વાગતમાં નીચેનું ગીત ગવાયેલું. અમન-રા રાજાનો ઇષ્ટદેવ હતો. ]

કર્નાકનો[1] નાથ અમન-રા કહે છે: "તું મારી પાસે આવે છે, ને તારું મન હરખાય છે, મારું રૂપ નિહાળીને. હે વત્સ, હે મારું વેર વાળનારા, હે ચિરંજીવ, તારા પ્રેમને લીધે જ હું પ્રકાશું છું. તું રૂડી રીતે મારે મંદિરે આવે છે એથી મારું હૃદય ફુલાય છે. મારા બે હાથ તારાં અંગોમાં રક્ષણનું બળ અને ચેતન પૂરે છે. તારું બાહુબળ મારા દેહને એવડી રીતે મધુર લાગે છે. મેં તને મારા નિવાસસ્થાનમાં સ્થાપ્યો છે; મેં તારે કાજે અદ્‌ભુત કર્મો કર્યાં છે; મેં તને સામર્થ્ય આપ્યું છે; મેં સર્વ દેશો પર તને વિજય અપાવ્યો છે; મેં સર્વ દેશોમાં તારી આણ ને તારી બીક પ્રવર્તાવી છે; તારો ત્રાસ સ્વર્ગના ચાર સ્તંભો સુધી પહોંચ્યો છે.

---

૧. મિસરનું એક શહેર.

"હું આવ્યો છું. મેં તારી પાસે જાહીના રાજાઓ પર પ્રહાર કરાવ્યા છે. તેમને મેં તેમના પર્વતોમાં તારા પગ આગળ ફેંકી દીધા છે. તેમને મેં પ્રકાશપતિ તરીકેનું તારું ભવ્ય રૂપ દેખાડી દીધું છે. તું તેમનાં મુખ સમક્ષ મારી પ્રતિમાની પેઠે ઝળહળતા તેજે પ્રકાશ્યો છે.

"હું આવ્યો છું. મેં તારે હાથે પૂર્વની ભૂમિ પર પ્રહારો કરાવ્યા છે. જેઓ ઈશ્વરની ભૂમિના પ્રદેશમાં વસે છે તેમનું તેં નિર્દલન કર્યું છે. ગોળ ગોળ ફરતો તારો એની જ્વાળા ચોમેર ફેલાવે છે ને અગ્નિના ભડકા કાઢે છે, એના જેવું તારું જે ભવ્ય રૂપ છે તે મેં એ લોકોને દેખાડી દીધું છે."

૧૫

## વિજયનું મહાકાવ્ય

[ઇ. સ. પૂર્વે ૧૪૦૦ ને સુમારે થઇ ગયેલા રાજા રામીસીસ બીજાએ ખીતા વગેરે અનેક રાજ્યો પર મેળવેલા વિજયનું મહાકાવ્ય ]

પરાક્રમી બાહુવાળા આ યુવાન રાજાનો કોઇ સમોવડિયો નથી તેમના બાહુ બળવાન છે; હૃદય અડગ છે; સંગ્રામમાં તેમનું ધૈર્ય યુદ્ધદેવ મોંથુના જેવું છે; તે તેમના યોદ્ધાઓને અજ્ઞાત પ્રજાઓ તરફ દોરી જાય છે; તે પોતાનાં શસ્ત્રો ધારણ કરે છે, અને દીવાલ જેવ અવિચળ છે; યુદ્ધને દિવસે (તેમના સુભટોની) ઢાલ છે. તે ચાપ ધારણ કરે છે, ને કોઇ મરદ સામે ઊભો રહેતો નથી. એક લાખની સેન કરતાંયે બલવત્તર એવા તે આગળ ધસે છે. તેમનું ધૈર્ય વૃષભના જેવુ અવિચળ છે. એકો કરીને ભેળી થયેલી સર્વ પ્રજાઓ પર તેમણે પ્રહારો કર્યા છે. તેમની સામે કેટલા હજાર માણસો ઊભા હતા તે કોઈ જાણતું નથી. એક લાખ તો તેમની નજર સામે ધરાશાયી થઈ ગયાં. તેમની વીરહાક ગાજે છે ત્યારે તેઓ ભીષણ લાગે છે; સકળ જગત કરતાં તે અધિક પરાક્રમી છે; તેઓ મૃગલાંની ખીણમાં ભયંકર કેસરી જેવા છે. તેમની આજ્ઞાનો અમલ થશે જ. તેમની

સામે બોલવાની કોઇની મજાલ નથી. તેમની સલાહમાં શાણપણ હોય છે. પોતાની પ્રજાના રક્ષક તેઓ જ્યારે રાજમુકુટ ધારણ કરે છે ને પોતાની ઇચ્છા પ્રગટ કરે છે ત્યારે તેમના નિર્ણયો સંપૂર્ણ હોય છે. તેમનું હૃદય લોહગિરિના જેવું છે. એવા છે નરેંદ્ર રામીસીસ મીઆમુન.

રાજાએ સૈન્યને અને રથોને, અને તે જ પ્રમાણે શારડનવાસીઓ, જે એક કાળે તેમના બંદી હતા તેમને, શસ્ત્રસજ્જ કર્યા, તે પછી તેમને યુદ્ધનો હુકમ અપાયો......

હવે શત્રુઓ—ખીતાનો અભાગી રાજા, ને તેની સાથેના ઘણા લોકો—કડેશ શહેરની વાયવ્ય બાજુએ એક ઝાડીમાં સંતાઇ રહ્યા હતા. જ્યારે પેરો તો એકલા હતા, તેમની સાથે બીજું કોઇ ન હતું. અમનની સેના તેમની પાછળ આવતી હતી. પેરોએ તેમની સેનાના સેનાનીઓને બોલાવ્યા. જુએ છે તો તેઓ એમોર દેશના સરોવરની સમીપ હતા. તે જ વેળાએ ખીતાનો અભાગી રાજા તેની સેનાના મધ્યભાગમાં ઊભો હતો, પણ તેના હાથમાં નહોતું એવું પરાક્રમ કે પેરોની જોડે લડવાની હામ ભીડી શકે. તેથી તેણે પોતાનાં રેતીના કણ જેવાં અગણિત હયદળ અને રથદળને પાછાં ખેંચી લીધાં. એક એક યુદ્ધરથ પર ત્રણ ત્રણ સુભટો ઊભા હતા. તેમને એક સ્થળે ભેળા કરવામાં આવ્યા. ખીતાના સૈન્યના એ સર્વોત્તમ સુભટો હતા, યુદ્ધનાં સર્વ શસ્ત્રાસ્ત્રોથી સુસજ્જ થયેલા.

આગળ વધવાની તેમની મગદૂર નહોતી. તેઓ કડેશની વાયવ્યે ઝાડીમાં સંતાઇ રહ્યા હતા. પછી તેઓ દક્ષિણ દિશાએ બહાર નીકળ્યા ને પેરોની સેના પર તૂટી પડયા. પેરોના સુભટો ને રથો પાછા હટયા; અને તેઓ રાજાને કહેવા આવ્યા. રાજા ઊઠયો—તેના જનક મોંથુના જેવો. શસ્ત્રો હાથમાં લીધાં ને બખ્તર પહેર્યું—બાલ દેવની

પેઠે. બે અશ્વરત્નો પેરોના રથને ખેંચતા હતા. રાજાએ રથ હાંકી મૂક્યો ને ખીતાના શત્રુસૈન્યમાં ઝંપલાવ્યું. તેઓ એકલા હતા; સાથે કોઇ ન હતું. આટલું કર્યા પછી પેરોએ પાછળ નજર નાખી ને જોયું તો ૨૫૦૦ રથ તેમને ઘેરી વળ્યા છે, ને ખીતાના અભાગી રાજાના ઉત્તમોત્તમ વીરો રાજાનો પાછા વાળવાનો માર્ગ રૂંધીને ઊભા છે.

[રાજા કહે છે:]

"મારો એક પણ ઉમરાવ, મારો એક પણ રથી, મારો એક પણ સેનાની, મારો એક પણ સુભટ મારી સાથે ન હતો. મારા યોદ્ધા ને મારા રથ મને તજી ગયા હતા; સંગ્રામમાં ભાગ લેવા એકેય હાજર ન હતો."

[પછી રાજાએ અમનદેવની સ્તુતિ કરી:]

"તું હવે ક્યાં છે, હે પિતા અમન? જો તો ખરો, પિતા કદી પુત્રને ભૂલી જાય કે? પણ હું શું મારા પોતાના બળ પર વિશ્વાસ રાખું છું? ચાલતાં ને ઊભતાં મારું મુખ તારા તરફ નથી હોતું? હું તારી સલાહ નથી પૂછતો? જેનું આગમન થતાંવેંત દેશના શત્રુઓ વિખેરાઇ જાય છે એવા હે મિસરના મહારાજ, હું તારી સમર્થ સલાહ નથી પૂછતો? જેઓ દેવને ઓળખતા નથી તેમને દેવ હેઠા પાડશે. મેં તારે માટે પાષાણનાં અનેક મોટાં દેવાલયો બંધાવ્યાં નથી? મેં તારા મંદિરને મારી લડાઇની લૂંટોથી નથી ભર્યું? મેં તારે માટે હજારો વરસ ચાલે એવું મંદિર નથી બંધાવ્યું?...આખી પૃથ્વી ભેગી થઇ તારી પાસે આવીને તને ભોગ ધરાવે છે......મેં તને ભોગ ધરાવ્યો છે, ત્રીસ હજાર બળદોનો અને સર્વ પ્રકારની સુવાસિત વનસ્પતિનો....... મેં તારે માટે મોટા પાષાણનું દેવાલય

બંધાવ્યું છે, ને તારે માટે શાશ્વત ઉદ્યાનો રચ્યાં છે. મેં અણુથી તારે માટે સ્તંભો આણ્યા છે. મેં તારે કાજે અનંત કાળ ચાલે એવા પાષાણો મંગાવ્યા છે, તારે કાજે સમુદ્ર પર નૌકાઓ ચલાવી છે, ને દેશદેશથી ત્યાંની બનાવટની વસ્તુઓ મંગાવી છે. એવું કામ પહેલાં ક્યારે થયેલું કહેવાયું છે? તારી યોજનાઓનો વિરોધ કરનાર દરેક જણ મૂંઝાય છે; તારી આજ્ઞાને અનુસરનાર દરેક જણ પુનિત થાય છે. હે અમન, તું જે કંઈ કરે છે તે મારા હૃદયને પ્રિય લાગે છે. હું તને ધા નાખું છું, મારા પિતા અમન. સર્વ દેશોમાંથી ભેગા થયેલા ઘણા અજ્ઞાત લોકોની મધ્યમાં હું આવી પડ્યો છું. પણ હું જાતે એકલો છું; મારી સાથે બીજું કોઈ નથી. મારા બાણાવળીઓએ ને મારા ઘોડેસવારોએ મને તજી દીધો છે. તેઓ ડરી ગયા. મેં એમને હાક પાડી તે તેમાંના એકે પણ કાને ધરી નહીં. કરોડો બાણાવળીઓ, લાખો ઘોડેસવારો, હજારો સુનંદા જુવાનો, સહુ એક જ સ્થાનમાં ભેગા થાય તોયે તેમના કરતાં અમનની કુમક મને વધારે છે. માણસોની કરામતો ચાલી શકતી નથી. અમન એમના કરતાં અધિક બળવાન છે. તેઓ તારી આજ્ઞાઓને અનુસરતા નથી, હે સૂર્યદેવ! મેં તારી આજ્ઞાઓ નથી પૂછી? મેં ધરતીને છેડેથી તારું આરાધન નથી કર્યું?"

[અમને આ આર્તવાણી સાંભળી. પછી રાજા કહે છે:]

"મેં જમણે હાથે બાણ ફેંક્યાં, ને ડાબે હાથે લડ્યો. એમની નજર આગળ મેં બાલદેવના જેવું યુદ્ધ કર્યું. મેં ૨૫૦૦ જોડ અશ્વો જોયા હતા; હું તેમના મધ્યમાં હતો; પણ મારા અશ્વોની સામે તેમના ચૂરેચૂરા થઈ ગયા. એ સવારોમાંના એકેએ લડવાને હાથ ઊંચો કર્યો નહીં; તેમની હિંમત તેમનાં હૈયાંમાં થીજી ગઈ, તેમના હાથપગ ઢીલા થઈ ગયા; તેઓ ન ફેંકી શક્યા બાણ, કે ન રહી તેમની હિંમત ભાલો

ફેંકવાની. જેમ મગર પાણીમાં પડે છે તેમ મેં તેમને પાણીમાં હડસેલી મૂકયા. તેઓ ઊંધે માથે એક પછી એક ગબડી પડયા. મેં એમને યથેચ્છ હણ્યા; ન તો કોઈએ પાછળ નજર નાખી, ન કોઈએ પાછા વળીને જોયું. દરેક જણ પડયો, ને ફરી પાછો ઊઠયો નહીં...

"હું તેમના પર તૂટી પડયો. હું મોંથુના જેવો વિરાજતો હતો. મેં ક્ષણવારમાં તેમને મારા હાથનો સ્વાદ ચખાડી દીધો. મેં તેમને ભોંય પર ત્રાટકયા, ને તેઓ ઊભા હતા ત્યાં જ તેમને હણ્યા. એમાંના એકે એના પડોશીને કહ્યું: 'આ કોઈ મનુષ્ય નથી. હાય! આજે આવી બન્યું છે આપણું! આ તો છે કીર્તિમાન સુતેખ; તેના અંગે-અંગમાં બાલનું બળ છે. ચાલો નાસી છૂટીએ એની આગળથી. આપણા જીવ બચાવીએ; ચાલો સાસ ભરીને દોટ મૂકીએ."

રાજા પર કોઇ પ્રહાર કરે તો તેનો હાથ અને તેના શરીરનો એકેએક અવયવ ખરી પડતો. તેઓ એની સામે ધનુષ્ય કે ભાલું તાકી શકતા નહોતા. રાજા દૂરથી ધસમસતા આવતા તે વેળા તેઓ તેમની સામે જોઈ જ રહેતા. રાજા એમની પાછળ પડયા હતા, પ્રચંડ અસુરની પેઠે.

[ રાજાએ કહ્યું: ]

"મેં તેમને પ્રહાર કરીને પાડયા; તેઓ મારી આગળથી નાસી શકયા નહીં. મેં મારા સુભટોને ને મારા મહારથીઓને હાક મારી, ને તેમને કહ્યું: 'થોભી જજો! ઊભા રહેજો! હામ બીડજો, હે મારા સુભટો, હે મારા મહારથીઓ! જુઓ મારો વિજય. હું એકલો છું, પણ અમન મારો સહાયક છે, ને તેનો હાથ મારો ભેરુ છે.'

"મારા સારથિ મેન્નાએ જ્યારે જોયું કે કેટલા બધા રથ મને ઘેરી વળ્યા છે, ત્યારે તેનાં હાંજા ગગડી ગયા, ને તેનું હૃદય બીકથી ફફડવા લાગ્યું. બીક અને ભયભીતપણાથી તેનું આખું શરીર ધ્રૂજવા

લાગ્યું. તેણે તરત જ મને કહ્યું: 'હે મહારાજ, હે પરાક્રમી નરેશ, હે સંગ્રામમાં મિસરવાસીઓના ત્રાતા, તમે આપણી રક્ષા કરો. આપણે શત્રુઓના મધ્યમાં એકલા ઊભા છીએ. થોભો, આપણા પ્રાણ બચાવવાને. આપણો છુટકારો કરો, આપણી રક્ષા કરો, હે મહારાજા રામીસીસ મીઆમૂન!"

પછી રાજાએ તેના સારથિને કહ્યું: "થંભી જા! ઊભો રહે! હિંમત રાખ, હે સારથિ! જેમ બાજ ઉપરથી નીચે ધસી આવે છે તેમ હું એ સૈન્યમાં ધસી જઇશ. હું એમને હણીશ, હું એમના ટુકડે ટુકડા કરી નાખીશ, હું એમને પછાડીને જમીન પર ધૂળમાં નાખીશ. તારા હૃદયમાં આવો વિચાર કેમ આવ્યો? આ લોકો અમનની નજરે અપવિત્ર છે— દેવને ન માનનારા અભાગિયાઓ."

અને રાજાએ વેગથી ધસારો કર્યો. ખીતાના શત્રુસૈન્ય પર તેમણે હુમલો કર્યો. છટ્ઠીવાર હુમલો કરતી વેળા [રાજાએ કહ્યું:] "હું બલશાળી બાલદેવના જેવો તેમની પાછળ પડ્યો. મેં તેમને હણ્યા; કોઈ મારી આગળથી નાસી શક્યું નહી."......

પછી ખીતાની શત્રુ પ્રજાના રાજાએ મહાનામી રાજા રામીસીસને દયા ઉપજાવે એવી રીતે પ્રાર્થના કરવાને દૂત મોકલ્યો. તેણે આવીને કહ્યું: "આપ રા છો. આપ તેજસ્વી સુતેખ છો, નૂતના પુત્ર છો, મહાપ્રતાપી બાલદેવ છો. આપનો ત્રાસ ખીતાના પ્રદેશમાં ફેલાયો છે, કેમકે આપે ખીતાની ડોક સદાને માટે મરડી નાખી છે."

આ સાંભળી રાજાએ દૂતને પ્રવેશ કરવા દીધો. તેના હાથમાં એક કાગળ હતો, તેના પર સરનામું લખેલું હતું: "બે નામવાળા મહારાજાને":

"......મિસરની પ્રજાએ અને ખીતાની પ્રજાએ આપના સેવકો તરીકે ભાઇઓની પેઠે રહેવું ઘટે છે. તેમને આપના ચરણ સમક્ષ

આવવા દેવાની કૃપા કરશો. સૂર્યદેવ રાએ આપને ઉત્તમ (પ્રજા) આપી છે. હે યશોધન, અમને કશી હાનિ ન કરશો. આપનો કોપ ખીતાની પ્રજાને સહેવો વસમો લાગે છે.

"આપના જે સેવકોને આપે આપની સત્તા તળે આણ્યા છે તેમને આપ મારી નાખવા ઇચ્છો તો એ ઉચિત ગણાય ખરું? આપનો દેખાવ ભયાનક છે, અને આપની વૃત્તિ સૌમ્ય નથી. આપ શાંત પડો. કાલે આપ આવ્યા ને લાખોનો સંહાર કર્યો. આજે આપ આવો તો (આપની સેવા કરવાને) કોઇ બાકી નહીં રહે.

"આપની ધારણા પાર ન પાડશો, હે પ્રતાપી રાજેન્દ્ર. યુદ્ધ કરતાં શાંતિ સારી છે. અમને મુક્તિ આપો."

પછી રાજા પ્રસન્ન ચિત્તે પાછા ફર્યા, અને પેરોએ પોતાની સેનાના અને રથદળના અને અંગરક્ષકોના સર્વ નેતાઓને ભેગા કર્યા. એ સર્વ એક સ્થળે ભેગા થયા એટલે ખીતાના મહારાજાએ મોકલેલો સંદેશો તેમને કહી સંભળાવવામાં આવ્યો. તેમણે ઉત્તર આપતાં પેરોને કહ્યું :

"રંગ છે, રંગ છે! આપનો ક્રોધ ઊતરવા દો, હે રાજાધિરાજ! જે શાંતિ ન સ્વીકારે તેણે શાંતિનું કહેણ આપવું જોઇએ. આપનો કોપ થાય ત્યારે આપને કોણ સંતોષી શકે?"

રાજાએ હાથ હેઠા મૂકયા, ને દક્ષિણમાં પાછા જવાની તૈયારી કરી. પછી રાજા તેમના ઉમરાવો, તેમની સેના, અને તેમના મહારથીઓ સાથે પ્રસન્ન ચિત્તે મિસર દેશ પાછા ફર્યા. બે ભુવનના રાજાની પેઠે આ રાજાની શક્તિથી સર્વ દેશો ડરવા લાગ્યા. રાજાની એ શક્તિએ તેમના પોતાના યોદ્ધાઓની રક્ષા કરી હતી. સર્વ પ્રજાના લોકો એમનું નામ સાંભળીને આવતા, અને તેમના રાજાઓ એમના સુન્દર વદન આગળ વિનંતિ કરવાને પ્રણિપાત કરતા. રાજા—

રાના પરમ ઉપાસક—રામીસીસ મીઆમૂનની નગરીમાં પહોંચ્યા, અને અતિસ્વસ્થ ચિત્તે મહેલમાં વિશ્રાંતિ લેવા લાગ્યા, જાણે સૂર્ય તેમના સિંહાસન પર વિરાજતો ન હોય. અને અમનદેવ એમને મળવા આવ્યા, ને કહ્યું: "આશીર્વાદ છે તને, હે અમારા પ્રિય પુત્ર, હે રામીસીસ મીઆમૂન! તારા પિતા તુમના સિંહાસન પર દેવો તને તેત્રીસ વરસના મહોત્સવો સદાકાળ કરાવો, અને સર્વ દેશો તારા પગ નીચે રહો!"[1]

---

૧. આ મહાકાવ્ય કોઇ પેંતાઉર નામના લેખકનું લખેલું છે. તેણે તે રાજાને નહીં પણ અમન-અમન નામના મુખ્ય ગ્રંથપાલને અર્પણ કરેલું છે. રાજાને એ એટલું બધું ગમી ગયેલું કે તેણે તે પોતાના મહેલની એક દિવાલ પર ચિત્રલિપિમાં કોતરાવ્યું. એમાંનો કેટલોક ભાગ હજુ વાંચી શકાય એવો રહ્યો છે. એમાંની તારીખ જો ખરી હોય તો તે એમાં વર્ણવેલા યુદ્ધ પછી ચાર વરસે લખાયું હશે: અને એમાં અતિશયોક્તિ ઘણી છે છતાં એવો કંઇક બનાવ ખરેખર બન્યો હશે, એવો નિષ્ણાત વિદ્વાનોનો મત છે.

## ૧૯

## પ્રધાનનો ધર્મ

૧

[મિસરમાં વજીરનું સ્થાન બહુ અગત્યનું હતું. તે રાજાનો વડો પ્રધાન, મુખ્ય ન્યાયાધીશ, અને કોશાધ્યક્ષ હતો. એક કબર પર વજીરને પરોઢિયે પોતાને ઘેરથી નીકળતો આલેખ્યો છે. તે "લોકોની અરજીઓ સાંભળવાને, અને નાના મોટા વચ્ચે ભેદભાવ ન રાખવાને" જાય છે, એમ પણ એ કબર પરના લેખમાં કહ્યું છે એક બીજો લેખ મળ્યો છે, તેમાં રાજા વજીરને ઉદ્દેશીને આ પ્રમાણે કહે છે:]

વજીરનું આ પદ જુઓ. તેનાં જે કંઇ કર્તવ્યો છે તેને વિષે જાગૃત રહો. જુઓ, તે આખા દેશનો કાયમનો આધાર છે...વજીરાત મીઠી નથી; કડવી છે...જુઓ, તેણે ઉમરાવોને રાજસભાના સભ્યો પ્રત્યે પક્ષપાત કરવાનો નથી; તેણે કોઈ પણ લોકોના દાસ બનવાનું નથી...જુઓ, કોઇ અરજદાર જ્યારે ઉત્તર મિસરમાંથી કે દક્ષિણ મિસરમાંથી આવે...ત્યારે તમારે કાળજી રાખવી કે બધું કામ કાયદા અનુસાર થાય, બધું કામ તે તે દેશની રૂઢિ અનુસાર થાય, ને દરેક માણસને ન્યાય મળે...પક્ષપાત કરવો એ દેવની નજરે પાપ છે... તમારા ઓળખીના હોય તેમજ તમને અપરિચિત હોય તે સર્વની

પ્રત્યે સરખી રીતે વર્તજો; રાજાની નજીક હોય તેની પ્રત્યે ને (તેમના મહાલયથી) દૂર હોય તેમની પ્રત્યે સમાનભાવે વર્તજો. જુઓ, જે પ્રધાન આ પ્રમાણે કરશે તે આ પદ પર કાયમ ટકી રહેશે...પ્રધાનની બીક એટલા માટે લાગે છે કે તે ન્યાય કરે છે...તમને જે નિયમો બતાવવામાં આવ્યા છે તે તપાસજો ને તેનો વિચાર કરજો.

૨

[ 'તા–હોતેપનો હિતોપદેશ' એ નામનું પુસ્તક તે મિસરનો રાજકારણ ને ફિલસૂફીનો પહેલવહેલો ગ્રંથ હતો; ઇ. સ. પૂર્વે ૨૮૮૦માં રચાયેલો. તા–હોતેપ મેંફીસનો સૂબો, ને રાજાનો વડો પ્રધાન હતો. પ્રધાનપદેથી નિવૃત્ત થયા પછી તેની પોતાના પુત્રને માટે પોતાના અનુભવ પરથી ઘડેલાં ઉપદેશનાં સૂત્રો મૂકી જવાની ઇચ્છા હતી. તેને માટે રાજાની સંમતિ માગતાં તે ગ્રંથના આરંભમાં કહે છે: ]

હે મહારાજા, હે મારા સ્વામી, જીવનનો અંતકાળ સમીપ આવ્યો છે; ઘડપણ મારા પર ઊતરી આવે છે; નિર્બળતા આવે છે ને ફરીવાર બાળપણ આવે છે; જે વૃદ્ધ છે તે પ્રતિદિન દુઃખ પામતો સૂઇ જાય છે. આંખો નાની થઈ ગઇ છે, કાન બહેરા થઇ ગયા છે, શક્તિ ઘટી ગઈ છે, હૃદયને જરાયે આરામ નથી. તેથી આપના સેવકને મારી પ્રધાનપદની સત્તા મારા પુત્રના હાથમાં સોંપી દેવાની આજ્ઞા કરો. પ્રાચીન કાળના જે મનુષ્યો એક કાળે દેવોનાં વચન સાંભળતા હતા તેમની શિખામણ કાને ધરનારાઓનાં વચન મારા પુત્રને કહી જવાની મને પરવાનગી આપો. હું આપને વિનંતિ કરું છું કે આપ આટલી વસ્તુ થવા દો.

## ૧૭

## તા–હોતેપનો હિતોપદેશ

તું વિદ્વાન છે એટલા માટે ગર્વ કરીશ નહીં. જેવી રીતે જ્ઞાનીની સાથે તેવી જ રીતે અજ્ઞાન માણસની સાથે વાત કરજે. કેમકે કળાના (જ્ઞાનના) ક્ષેત્રની સીમા બંધાઈ ગઈ નથી; ને કોઈ પણ કળાકાર તેણે જેટલી સંપૂર્ણતા મેળવવાની ઇચ્છા રાખવી જોઇએ તેટલી મેળવી શકતો નથી. દાસીઓને કાંકરામાંથી ક્વચિત જે લીલમ જડી જાય છે તેના કરતાંયે સારી વાણીનું મૂલ્ય અધિક છે...તેથી તું દયાના ઘરમાં વસજે. એટલે માણસો આવીને પોતાના પંડની જ ભેટ તારી આગળ ધરશે.

કોઈ વિવાદ કરનાર ઊકળીને બોલે છે એમ જો તને જણાય, અને જો તે શક્તિમાં તારાથી ચડિયાતો હોય, તો તું તારા હાથ નીચા મૂકજે; પીઠ વાળી દેજે; એની જોડે કજિયામાં ઊતરીશ નહીં. તે તને એના શબ્દોને ખોટા ઠરાવવા દેવાનો નથી; એટલે એના ભાષણમાં વિક્ષેપ પાડવો સર્વથા અનુચિત છે; એવું કરવાથી તો ઊલટું એમ જણાઈ આવે કે તને અણગમતું વચન કોઈ બોલે તો શાંત રહેવાની શક્તિ તારામાં નથી. કોઈ વિવાદકર્તા ઉકળાટમાં

છે એમ તું જુએ, તો તારો એના જેવો જ મત નથી એટલા માટે તું એનો તિરસ્કાર કરીશ નહીં. તેનું કહેવું ખોટું હોય ત્યારે તું તેના પર ક્રોધ કરીશ નહીં; એવી વાતથી દૂર રહેજે.

તારે, નેતા તરીકે, ઘણા માણસોના વર્તનને વિષે નિર્ણય કરવાનો હોય, તો તેમ કરવાની સૌથી સંપૂર્ણ રીત તું શોધી કાઢજે, જેથી તારું પોતાનું વર્તન શુદ્ધ ને નિષ્કલંક રહે. ન્યાય મહાન છે, અવિચળ છે, નિશ્ચિત છે; ઓસાઈરીસના કાળથી એમાં વિક્ષેપ પાડવામાં આવ્યો નથી. કાયદાના માર્ગમાં અંતરાયો નાખવા એનો અર્થ એ છે કે હિંસાને માટે રસ્તો ખુલ્લો કરવો.

માણસોને બીક બતાવીશ નહીં; નહીં તો ઈશ્વર તારી સામે એ જ રીતે લડશે. કોઈ કહેશે કે તે એવી રીતે (એટલે કે બીક બતાવી પૈસા પડાવીને) જીવે છે, તો ઈશ્વર તેના મોઢામાંથી રોટલો લઈ લેશે. કોઈ કહેશે કે તે એવી રીતે ધન પ્રાપ્ત કરે છે, તો ઈશ્વર કહેશેઃ એ ધન હું પોતે લઈ લઈશ. કોઈ કહે કે તે બીજાઓને મારે છે, તો ઈશ્વર તેનું બળ હરી લેશે. કોઇ માણુસોને બીક બતાવે નહીં, એવી ઈશ્વરની ઈચ્છા છે.

તું તારા કરતાં મોટા માણસના ઘરમાં બીજા માણસો જોડે ભોજન કરવા બેઠો હોય, તો તને જે પીરસાય તે લેજે, ને જમીન સુધી વળીને નમન કરજે. તારી આગળ જે પીરસાય તેને ધ્યાનથી જોજે, પણ તેના તરફ આંગળી કરીશ નહીં; તેના તરફ ફરીફરીને નજર નાખીશ નહીં. આ નિયમનો ભંગ કરનાર માણસ નિંદાને પાત્ર થાય છે. એ મોટો માણુસ પૂછે એથી વધારે એની સાથે બોલીશ નહીં, કેમકે એ શાથી નારાજ થઈ જાય એની કોઇને ખબર નથી પડતી. તે તને બોલાવે ત્યારે બોલજે, એટલે તારી વાણીથી એ રીઝશે.

જે મોટા માણસ પાસે આજીવિકાનું પુષ્કળ સાધન હોય તે

મરજીમાં આવે તેમ વર્તે છે. જે કામથી તેને આનંદ થાય તે કરે છે; તેને વિશ્રાંતિ લેવાની ઈચ્છા થાય તો તેની ઈચ્છા પૂરી પડે છે. મોટો માણસ પોતાનો હાથ લંબાવીને જે કરી શકે છે તે બીજા માણસો કરી શકતા નથી. પણ આજીવિકાનાં સાધન ઈશ્વરના હાથમાં છે, એટલે તેની સામે માણસથી બળવો કરી શકાય નહીં.

તું જીવે એટલો વખત ક્રિયાશીલ રહેજે; તને આજ્ઞા થાય એથી વધારે કામ કરજે. તારી પ્રવૃત્તિનો સમય બગાડીશ નહીં. પોતાની ક્ષણોનો દુરુપયોગ કરનાર માણસ દોષપાત્ર છે. તારા ઘરમાં જે કંઈ હોય તેમાં વધારો કરવાની રોજની તક ગુમાવીશ નહીં. પ્રવૃત્તિથી ધન વધે છે, ને પ્રવૃત્તિ મંદ પડે ત્યારે ધન ટકતું નથી.

તું જો ન્યાયાધીશ હોય તો અરજદારની વાત સાંભળજે. તેની વાતને વચ્ચેથી તોડી પાડીશ નહીં; એથી એને દુઃખ થશે. એને એમ ન કહીશ કે 'આ તો તું અગાઉ કહી ચૂક્યો છે.' તારી સહનશીલતા એને પોતાના આગમનનો હેતુ સિદ્ધ કરવાનું ઉત્તેજન આપશે. પોતાને થયેલી ઈજાની ફરિયાદ કરવાને બદલે ઈજા થઈ ત્યારે શું શું બન્યું એનું વર્ણન ફરિયાદી કરે તો તેની વાતને તોડી પાડીશ નહીં! સ્પષ્ટ ખુલાસો મેળવવાનો રસ્તો એ છે કે દયાભાવથી સાંભળવું.

તું જે ઘરમાં પ્રવેશ કરે ત્યાં તારે આદરમાન પ્રાપ્ત કરવાં હોય તો ત્યાંની સ્ત્રીની જોડે નખરાં કરીશ નહીં, કેમકે એમ કરવામાં કશો લાભ નથી. એમાં ભાગ લેવામાં શાણપણ નથી. એમ કરતાં હજારો માણસોએ વિનાશ વહોરી લીધો છે; સ્વપ્ના જેવી એક ટૂંકી ક્ષણનો આનંદ માણવા જતાં મોત માગી લીધું છે. જે પુરૂષ આવી રીતે વિકારવશ થાય છે તેનો ઇરાદો દુષ્ટ હોય છે; એ ઇરાદો તે જો પાર પાડવા જાય તો તેની બુદ્ધિ નાશ પામે છે. જે પુરુષને આવા કામની ઘૃણા નથી હોતી તેનામાં જરા પણ અક્કલ નથી હોતી.

તારી નજીક જે કંઈ બને તેને વિષે મનમાં ચીડ કરીશ નહીં. તારી પોતાની સ્થિતિ વિષે બબડાટ કરીશ નહીં. તારા પડોશીઓને વિષે ચિડિયલ સ્વભાવ રાખીશ નહીં. પડોશીઓ જોડે તકરારમાં ઊતરવું, પોતાની વાણી પરનો કાબુ ગુમાવી બેસવો, એ અનુચિત છે. એવે વખતે માણસ સહેજ પણ ચીડ ચડવા દે, તો જે વેળાએ પાછો શાંત પડે તે વેળાએ પોતાને પરિતાપ કરવાનું કારણ પેદા કરે છે.

તું જો શાણો હોય તો તારા ઘરની સંભાળ રાખજે. તારી ધર્મપત્ની પર શુદ્ધ પ્રેમ રાખજે. તેને પેટપૂર ભોજન આપજે. તેના અંગને વસ્ત્રથી ઢાંકજે. આટલી કાળજી તેના શરીરને માટે લેવી ઉચિત છે. તેનું હેતથી લાલનપાલન કરજે; તેના જીવનકાળમાં તેની ઇચ્છાઓ તૃપ્ત કરજે; એટલો દયાભાવ પુરુષને શોભાવે છે. પત્ની પ્રત્યે નિર્દય થઈશ નહીં; તેના પર મારપીટ કરતાં રિઝાવટની સારી અસર થશે. તે શાની આકાંક્ષા રાખે છે, શું મેળવવા ઇચ્છે છે, તેને શું ગમે છે તેને વિષે ધ્યાન રાખજે. એમ કરવાથી તારા ઘરમાં તેનું મન ચોંટશે. તું તેને અણગમો ઉપજાવીશ તો તે અણગમો મોટો ખાડો થઇ પડશે. તું એને બોલાવજે, ને એને તારું હેત દેખાડજે.

તારાં આશ્રિતો પ્રત્યે તારાથી બની શકે એટલું સારું વર્તન રાખજે. ઈશ્વરે જેના પર કૃપા કરી છે તેનાથી એ બની શકે જ છે. આવતી કાલે શું બનશે એ આપણે જાણતા નથી, એટલે જે બીજાઓ પ્રત્યે સારી રીતે વર્તે છે તે ડાહ્યો માણસ છે. જો આશ્રિતો પ્રત્યે સારું વર્તન થશે તો, જ્યારે ઉત્સાહ બતાવવાની જરૂર ઊભી થશે ત્યારે, તેઓ જ કહેશે, 'ચાલો, ચાલો.' સારું વર્તન નહીં થયું હોય તો આશ્રિતો કશું કામ નહીં કરે.

કોઇએ વાણીમાં અતિશયોક્તિ કરી હોય તો તેનું પુનરાવર્તન કરીશ નહીં; એવી અતિશયોક્તિ સાંભળીશ નહીં. એ મોઢામાંથી ઉતાવળે નીકળી

ગયેલી ચીજ છે. જો કોઈ ફરીવાર એવું બોલે તો તે ન સાંભળતાં ભોંય તરફ જોઈ રહેજે; તેને વિષે કશું જ બોલીશ નહીં. જે કોઈ તારી સાથે બોલે—તને અન્યાય કરવા પ્રેરે તેને પણ—યોગ્ય અને ન્યાય્ય વર્તન શું તે જણાવી દેજે. જે ન્યાય્ય કર્મ હોય તે કરાવજે, તેનો વિજય કરાવજે. જે કર્મ કાયદાની દૃષ્ટિએ નિંદ્ય હોય તેને વિષે સ્પષ્ટપણે બોલીને તેને વખોડી કાઢજે.

તું જો સમર્થ હોય, સત્તાધીશ હોય, તો જ્ઞાનને અને શાંત વાણીને માન આપજે. હુકમ કરે તો તેમાં માત્ર સૂચના આપજે; આપખુદ બનવું એ બૂરાઈમાં જઈ પડવા જેવું છે. તારા હૃદયને ઉદ્ધત થવા દઈશ નહીં, તેમ તેને અનુદાર પણ બનવા દઈશ નહીં. તારી આજ્ઞાઓને અણબોલી રાખીશ નહીં, ને તારા ઉત્તરોને સોંસરા ઊતરવા દેજે. પણ આવેશમાં આવ્યા વિના બોલજે, ને ગંભીર મુખમુદ્રા ધારણ કરજે. થનગનતા હૃદયના તરવરાટને જરા ઠંડો રાખજે. સૌમ્ય માણસ સર્વ અંતરાયોને ઓળંગી જાય છે. જે માણસ આખો દિવસ મનમાં ઉકળાટ કરે છે તેને એક ક્ષણ શાંતિની મળતી નથી. જે માણસ આખો દિવસ રગરાગ કર્યાં કરે છે તેની સંપત્તિ ઝાઝો વખત ટકતી નથી.

મોટા માણસને ખલેલ પાડીશ નહીં; જે માણસ કામમાં હોય તેની એકાગ્રતામાં વિક્ષેપ નાખીશ નહીં.

વિપત્તિમાં પણ તારી મુખમુદ્રા સ્વસ્થ રાખજે : એવા જ માણસો પોતાની ધારણામાં સફળતા મેળવે છે.

બીજાઓને મોટા માણસ આગળ માથું નમાવતાં શીખવજે. તું એના વતી માણસો પાસેથી પાક ભેગો કરે, તો એનો માલિક જે તને આજીવિકા આપે છે તેને તું એ પૂરો પાક પહોંચાડજે. પણ તારું અંગ જે અન્નવસ્ત્ર વડે પોષાય છે તેના કરતાંયે અધિક ભેટ તે પ્રેમની ભેટ છે. તારી આસપાસનાં માણસોને પ્રેમાળ અને આજ્ઞાધારક બનાવજે.

તને કોઈ વસ્તુ જોઈને ક્રોધ ચડે, કોઈ માણસ પોતાના અધિકારમાં રહીને વર્તતો હોય તેનાથી તારું મન દુભાય, તો તું તેની નજર આગળથી ખસી જજે, અને તે તને બોલાવતો બંધ થાય ત્યારે તેને ફરી યાદ કરીશ નહીં. [ એટલે કે તને યોગ્ય ઠપકો મળ્યા પછી, ઠપકો દેનાર પ્રત્યે દ્વેષ રાખીશ નહીં. ]

તું હલકો દરજ્જો ભોગવ્યા પછી મોટે હોદ્દે ચડ્યો હોય, તું ગરીબી ભોગવ્યા પછી ધનવાન બન્યો હોય, તું નગરનો શેઠ હોય, તો તું એ પ્રથમ પદે પહોંચ્યો છે એ વસ્તુનો ગેરલાભ લઈશ નહીં; તારી મોટાઈને લીધે તારું હૃદય કઠણ કરીશ નહીં; તું તો માત્ર ઈશ્વરની સારી વસ્તુઓનો વહીવટદાર જ બન્યો છે એમ સમજજે. જે પડોશી તારા જેવા છે તેને તારી પાછળ રાખીશ નહીં; તું તેના સાથી જેવો બનજે.

તું જો સભ્ય ને સંસ્કારી રીતભાત કેળવવા માગતો હોય, તો જે કોઈ મળે તેને ઊંચે સાદે હાક મારીશ નહીં. ખાસ કરીને એની સાથે એવી રીતે વાત કરજે કે એને ચીડ ન ચડે. વાતચીતનો વિષય એના મગજમાં પૂરો ઊતરી જવાનો વખત એને આપ્યા પછી જ એની સાથે ચર્ચામાં ઊતરજે. તે જો પોતાનું અજ્ઞાન ઉઘાડું પડવા દે, અને તને તેની હાંસી કરવાની તક આપે, તોપણ તું તેના પ્રત્યે વિવેક દાખવજે; એને સંકડામણમાં મૂકીશ નહીં; એને શબ્દ સૂચવીશ નહીં; તેને જડબાતોડ જવાબ દઈશ નહીં; તેને મૂંઝવીશ નહીં.

તું જીવે ત્યાં સુધી હસતું મોઢું રાખજે.

જે અનુભવ વિનાનો માણસ કોઈનું કહ્યું સાંભળતો નથી તે કશું જ કરી શકતો નથી. તે અજ્ઞાનને જ્ઞાન સમજે છે, ખોટને નફો માને છે. તે હંમેશાં સર્વ પ્રકારની ભૂલ કરે છે; હંમેશાં જે સ્તુત્ય હોય તેનાથી ઊલટો જ માર્ગ પસંદ કરે છે.

તારા શેઠ તને જે હુકમ કરે તે કામ કરજે. તે જે કહે તેને હૃદયમાં ઉતારજે. તેને બહુ સંતોષ આપવાને, તેણે કહ્યું હોય તેના કરતાં વધારે કામ કરજે. કહ્યા કરતાં વધારે કરનારો પુત્ર (શિષ્ય) એ ખરેખર ઈશ્વરની પ્રસાદી છે.

તારે જો સુજ્ઞ પુરુષ થવું હોય તો દેવને પ્રસન્ન કરવાને તું એક પુત્રને જન્મ આપજે. તે જો તારા દૃષ્ટાંતને અનુસરીને સદાચારી થાય, તારા કામકાજનો કારભાર રૂડી રીતે ચલાવે, તો તેનું જેટલું સારું કરી શકાય એટલું કરજે. તે જો બેપરવા હોય ને સદાચારના નિયમોનું ઉલ્લંઘન કરે, ને હિંસા કરે; તેના મુખમાંથી પદે પદે કુવચન નીકળતું હોય; તો તું એને તાડન કરજે, જેથી એની વાણી સુધરે. પુત્રનો સદાચાર એ માણસની મોટી સંપત્તિ છે; અને સચ્ચારિત્ર એ ચિરકાળ યાદ રહેનારી વસ્તુ છે.

અહીં જે કંઈ કહ્યું છે તેમાંનો એક પણ શબ્દ આ ભૂમિમાંથી કાયમનો નષ્ટ નહીં થઈ જાય, પણ આદર્શરૂપ બનશે, ને તેને અનુસરીને રાજકુમારો સારી વાણી બોલશે. માણસે કેવી રીતે બોલવું એનો ઉપદેશ મારાં વચનમાંથી મળશે. અરે, તે આજ્ઞાપાલનમાં તત્પર ને વાણીચાતુર્યમાં કુશળ બનશે. તેનું ભાગ્ય ઊઘડશે. તે જીવનના અંત લગી સુખી રહેશે; ને નિરંતર સંતુષ્ટ રહેશે.

## ૧૮

## કેટલાંક સુભાષિતો

તારી માતાને કદી ભૂલી જઇશ નહીં, કેમકે તેણે દીર્ઘ કાળ લગી પોતાના ઉદરમાં તારો ભાર વહ્યો હતો; અને તારા મહિના પૂરા થયા પછી તને જન્મ આપ્યો હતો. ત્રણ વરસ લગી તેણે તને ખભા પર ઉપાડ્યો, અને તને સ્તનપાન કરાવ્યું. તેણે તને ઉછેર્યો, ને તારા મેલની સૂગ રાખી નહીં. તું જ્યારે નિશાળે દાખલ થયો ને ભણવા લાગ્યો ત્યારે તે દરરોજ ઘેરથી રોટી ને આસવ લઇને શિક્ષકની પાસે આવીને ઊભી રહેતી.

× × ×

જેની પાસે ખેતર ન હોય તેને અન્ન આપજે, અને કાયમની કીર્તિ પ્રાપ્ત કરજે.

× × ×

એક હાથ જમીનને માટે લોભ કરીશ નહીં; અને વિધવાની હદ દબાવીશ નહીં. તારી જરૂર પૂરતું અન્ન મેળવવાને ખેતરમાં ખેતી કરજે, અને તારા પોતાના ખળામાંથી જ અનાજ મેળવજે. અન્યાયથી મેળવેલા પાંચ હજાર મણ કરતાં ભગવાને તને આપેલો એક મણ

સારો છે. ભંડારમાં પડેલી સંપત્તિ કરતાં પ્રભુની નજરે સારા રહીને ભોગવેલી નિર્ધનતા સારી છે. અને દુઃખમાં મળેલા ધન કરતાં, જ્યારે હૃદય આનંદમાં હોય ત્યારે મળેલા જાડા રોટલા સારા છે.

× × ×

તું શરાબખાનામાં જઈશ નહીં. તું શું બોલે છે તેનું તને ભાન ન હોય એવી વેળાએ તારા મોંમાંથી સંભળાયેલા શબ્દો એ ભૂરી વસ્તુ છે. (શરાબ પીને) તું પડે ત્યારે તારાં અંગો ભાંગે છે, ને તને કોઈ હાથનો ટેકો આપતું નથી. શરાબ પીનારા તારા જોડીદારો ઊભા થઈ જાય છે ને કહે છેઃ "કાઢો આ છાકટાને અહીંથી."

## ૧૯

# એવો રાજા ક્યાં છે ?

[ પોતાની આસપાસ ચાલતા અન્યાય ને અનાચાર જોઇને દુઃખી થનાર ને નિરાશાવાદી બનનાર માણસો કયા દેશમાં નથી હોતા ? મિસરમાં એવો ઇપુવર કરીને એક ફિલસૂફ હતો. તેણે દેશમાં ફેલાઇ રહેલાં અંધાધૂંધી, હિમ, દુકાળ ને સડાને વિષે ખેદ પ્રદર્શિત કર્યો છે; "દેવ ક્યાં છે એમ જાણીએ તો તેને ભોગ ધરાવીએ," એમ કહેનાર સંશયવાદીઓ પર પ્રહાર કર્યા છે; આપઘાતની વધતી જતી સંખ્યા પર ટીકા કરી છે; ને કંટાળીને કહ્યું છેઃ "મનુષ્યમાત્રનો અંત આવી જાય, ને ન કોઇ સ્ત્રી ગર્ભ ધારણ કરે, ન કોઇ બાળક જન્મે, તો કેવું સારું ! દેશમાં કોલાહલ બંધ થઈ જાય ને કલહનું નામ ટળી જાય તો કેવું રૂડું !" આખરે તે એવું સ્વપ્નું સેવે છે કે કોઇ રાજર્ષિ નીપજે ને પ્રજાને અંધાધૂંધી ને અન્યાયમાંથી ઉગારે. એવા રાજર્ષિને વિષે તે કહે છે. ]

તે જ્વાળાને (સમાજના દાવાનળની ?) ઠારે છે. એમ કહેવાય છે તે કે મનુષ્યમાત્રનો ગોવાળ છે. તેના હૃદયમાં લવલેશ કિલ્બિષ નથી. તેનાં ધણ જ્યારે નાનાં હોય ને તેમનાં હૃદય તપેલાં હોય ત્યારે તે દિવસ આખો તેમને ભેગાં કરવામાં ગાળે છે. તેણે એમના ગુણ

પહેલી જ પેઢીમાં ઓળખી લીધા હોત તો કેવું સારું થાત ! ત્યારે તે પાપને હણી શકત. તેની સામે તે પોતાનો બાહુ લંબાવી શકત. એ ધણુના બીજને અને તેના પરિવારને તે હણી શકત...એવો રાજા આજે ક્યાં છે ? એ કદાચ સૂતો હશે તો ? પણ આજે તો એવાનું બળ જોવામાં આવતું નથી.

## ૨૦

## વાત કોને કરું ?

[ દુનિયાના કડવા અનુભવથી કંટાળેલા એક કવિએ પોતાના જમાનાનો ચિતાર નીચે પ્રમાણે આપ્યો છે. ]

વાત તે આજે કોને કરું ? ભાઇઓ ભૂંડા થઈ ગયા છે. આજના મિત્રો પ્રેમને પાત્ર નથી રહ્યા.

વાત તે આજે કોને કરું ? માણુસો લોભી થઇ ગયા છે. સહુ પડોશીનો માલ લૂંટી લે છે.

વાત તે આજે કોને કરું ? નમ્રતા નાશ પામી છે; માણુસોમાં ગર્વ આવ્યો છે.

વાત તે આજે કોને કરું ? સંતોષી મનનો માણુસ ભૂરો ગણાય છે; સર્વત્ર સુજનતાનો અનાદર થાય છે.

વાત તે આજે કોને કરું ? જેનાં કુકર્મોથી સજ્જનોને રોષ ચડે છે, તેનું જ પાપ જ્યારે દુઃખદ થઇ પડે છે ત્યારે માણુસોને એ જોઇને હસવું આવે છે.

વાત તે આજે કોને કરું ? માણુસો લૂંટફાટ કરે છે, ને દરેક જણુ પડોશીનો માલ પડાવી લે છે.

વાત તે આજે કોને કરું ? કોઈ યાદ નથી કરતું પુરાણી પ્રીત; નથી આ ઘડીએ યાદ આવતો પોતાને બીજાએ કરેલો ઉપકાર.

વાત તે આજે કોને કરું ? ? ભાઇઓ થયા છે ભૂંડા. સારા સ્વભાવવાળાને પણ સહુ ગણે છે શત્રુ.

વાત તે આજે કોને કરું ? મોઢાં નથી દેખાતાં હવે. સહુ મોઢું નીચું કરી લે છે પોતાનો ભાઇ નજરે પડતાં.

વાત તે આજે કોને કરું ? હૃદય લોભી બન્યાં છે. જેના પર મનુષ્યો વિશ્વાસ રાખે છે તે હૈયાસૂના બન્યા છે.

વાત તે આજે કોને કરું ? કોઈ સાધુજન કે સદાચારી રહ્યા નથી. પૃથ્વીમાં સર્વત્ર દુરાચાર વ્યાપ્યો છે.

વાત તે આજે કોને કરું ? વિશ્વાસુ મિત્ર ખોળ્યે પણ નથી જડતો. માણસ પોતાની ઓળખાણ આપે તોયે લોકો તેને અજાણ્યો ગણે છે.

વાત તે આજે કોને કરું ? માથે દુઃખનો ડુંગર પડ્યો છે, ને કોઇ વિશ્વાસુ મિત્ર નથી મળતો.

વાત તે આજે કોને કરું ? ભૂમિ પર જે પાપ ફરી વળ્યું છે, તેનો કંઈ પણ પાર નથી.

## ૨૧

## મૃત્યુનું આગમન

[ એ જ કવિ મૃત્યુના આગમન વિષે કહે છે. ]

મૃત્યુ આજે ઊભું છે મારી સામે — સાજા થયેલા બીમાર માણસના જેવું; માંદગી પછી બાગમાં જનારના જેવું.

મૃત્યુ આજે ઊભું છે મારી સામે — સુગંધી દ્રવ્યોની મહેકના જેવું; તોફાની પવનવાળા દિને સઢ નીચે બેઠેલાના જેવું.

મૃત્યુ આજે ઊભું છે મારી સામે — કમળપુષ્પની સુવાસના જેવું; મદિરાપાનને કાંઠે બેઠેલાના જેવું.

મૃત્યુ આજે ઊભું છે મારી સામે — સરિતાના પ્રવાહ જેવું; યુદ્ધનૌકામાંથી મનુષ્યના ગૃહ પ્રત્યેના પુનરાગમન જેવું.

મૃત્યુ આજે ઊભું છે મારી સામે — કારાવાસમાં વરસો ગાળ્યા પછી મનુષ્ય ઘરને જોવા તલસતો હોય એના જેવું.

૨૨

## જીવન માણી લે

૧

[ ઈ. સ. પૂર્વે ૨૨૦૦ ના અરસામાં લખાયેલું એક કાવ્ય જીવનની અનિત્યતાનું વર્ણન કરે છે, ને જીવનનો લહાવો માણી લેવાનો ચાર્વાકવાદી ઉપદેશ આપે છે. ]

મેં સાંભળ્યાં છે ઇમહોતેપ અને હરદેદેફનાં વચનો — એમની વાણીરૂપે પ્રસિદ્ધ પામેલાં વચનો. તેઓ હવે ક્યાં છે તે જુઓ ! — એમની દિવાલો તૂટી પડી છે; ઘર એમનાં રહ્યાં નથી; જાણે એ કદી હતાં જ નહીં.

ત્યાંથી કોઈ આવતું પણ નથી જે આપણને કહી શકે ત્યાં એમની શી દશા છે, અને આપણાં હૃદયને તૃપ્તિ આપે. જ્યાં તેઓ ગયા છે તે સ્થળે આપણે પણ જવાના જ છીએ.

તારા હૃદયને ઉત્તેજન આપ એ ભૂલી જવાને. તું જીવે ત્યાં સુધી તારી ઇચ્છાઓને અનુસરવામાં આનંદ માન. માથા પર સુગંધી દ્રવ્યો મૂક; શરીર પર સુંદર કાપડનાં વસ્ત્રો પરિધાન કર; અદ્‌ભુત ભોગો ભોગવી લે — સાચોસાચ દેવોએ દીધેલા.

તારા આનંદોને હજુ પણ વધાર, ને તારા હૃદયને હતાશ થવા દઇશ નહીં. તારી ઇચ્છાને અનુસર, તારુ હિત સાધી લે; અને પૃથ્વી પરના તારા વહેવાર તારા હૃદયની આજ્ઞા અનુસાર ચલાવ. છેવટે તારે શોક ને વિલાપનો એવો દિવસ આવશે, જ્યારે મૂક હૃદયવાળો મનુષ્ય (મૃતાત્મા) પોતા માટે થતો વિલાપ સાંભળતો નથી, કે કબરમાં સૂતેલો શોકમાં સામેલ થતો નથી.

આજનો આનંદ માણી લે; તેમાં થાકીશ નહીં. જો, કોઈ પણ મનુષ્ય પોતાની ધનદોલત સાથે બાંધી જતો નથી; અરે, ત્યાં ગયેલો ફરી પાછો આવતો નથી.

૨

[ નેફરહોતેપ નામના એક વાજિંત્રીએ રચેલું એક ગીત તેના આશ્રયદાતા રાજાના રાજ્યકાળમાં રચેલું; તેમા પણ આવો જ ચાર્વાકવાદી ઉપદેશ છે.]

મૃતાત્માઓના નિવાસ તો જુઓ. તેમની દિવાલો તૂટી પડી છે; તેમનાં ધામ ખોળ્યાં જડે એમ નથી : જાણે કદી હસ્તીમાં હતાં જ નહીં. જે જન્મ્યું છે તેનો નાશ થવાનો જ છે. યુવક અને યુવતીઓ સ્વધામ પ્રત્યે જાય છે; સૂર્ય પ્રભાતે ઉગે છે, ને ફરી પશ્ચિમના પર્વત પર આથમે છે. પુરુષો જન્મ આપે છે ને સ્ત્રીઓ ગર્ભ ધારણ કરે છે. બાળકો પણ તેમને નિર્મેલે સ્થળે ચાલ્યાં જાય છે. ત્યારે, હે માનવી, તું સુખચેન કરી લે! આવ, તારી આગળ ધર્યાં છે તેલ ફુલેલ ને અત્તરો : તારી પ્રિયાના બાહુ અને કંઠને (શણગારવા) કાને મહુડાનાં ફૂલ ને કમળ. આવ, ગાયન ને સંગીત ચાલે છે તારી આગળ. મૂકી દે પાછળ તારી બધી ચિંતાઓ. જે ભૂમિને મૌન ગમે છે ત્યાં તારે જવાનો દિવસ આવે ત્યાં લગી તું સુખનો ને આનંદનો જ વિચાર કર.

## ૨૩

## સત્કર્મ કરી લે

[નીચેના ગીતની નકલ એક કબરમાંથી મળી આવી છે. બીજી ઘણી હાથપ્રતોની જેમ એ પણ ઘણી ખંડિત થઇ ગયેલી છે. એમાં મનુષ્યને મૃત્યુની નિશ્ચિતતાની યાદ દેવડાવી છે, ને જીવનનો આનંદ માણવાની સાથે ધર્માચરણ પણ કરવાનો ઉપદેશ આપ્યો છે.]

એ મહાપુરુષ ખરેખર વિશ્રાંતિ પામ્યા છે, ને એમનું નિયત કર્તવ્ય પાર પડ્યું છે. રાના[1] કાળથી મનુષ્યો ચાલ્યાં જાય છે, ને તેમને બદલે યુવાનો આવે છે. જેમ રા પ્રતિદિન પ્રભાતકાળે ફરી પ્રગટ થાય છે અને તુમ[2] ક્ષિતિજ પર આથમે છે, તેમ પુરુષો જન્મ આપે છે ને સ્ત્રીઓ ગર્ભ ધારણ કરે છે. પ્રત્યેક નાક એકવાર ઉષઃકાળના વાયુની લહેરો શ્વાસમાં લે છે. પણ સ્ત્રીને ઉદરે જન્મેલા સહુ સ્વધામમાં પહોંચી જાય છે.........

તું તે દિવસનું સ્મરણ કર, જ્યારે તું પણ એ ભૂમિએ જવાને ઊપડશે, જ્યાં ગયેલા કદી પાછા ફરતા નથી. એટલે (ધર્મનિષ્ઠ જીવન) તારે માટે સારું થઇ પડશે. તેથી ન્યાયી બન ને અનાચાર પ્રત્યે

૧. સૂર્ય ૨. આથમતો સૂર્ય

ઘૃણા રાખ. કેમકે જેને ન્યાયને વિષે અનુરાગ છે (તે ધન્ય થશે). કાયર અને ધીર કોઈ (કબરથી) છટકી શકવાના નથી. મિત્રહીન ને ગર્વિષ્ઠ સહુ (એ વિષયમાં) સમાન છે. તેથી છૂટે હાથે દાન કર. એ જ ઉચિત છે. સત્યને વિષે અનુરાગ ધરાવ. સત્કર્મ કરનારને આઈસીસ આશીર્વાદ આપશે, (અને તું સુખ) ને દીર્ઘાયુષ્ય (પ્રાપ્ત કરશે).

## ૨૪

## અમલદાર થજે !

[ અંગમહેનત કરનાર માણસોનો શ્રમ જોઈ કંટાળેલા ને અમલદારી જીવનનો દોર ને તેમાં રહેલાં સુખચેન જોઈ, મહેનતના કાયર કોઈ બેઠાડુ પુસ્તકપ્રેમીએ આ ઉપદેશ વિદ્યાર્થીને આપેલો છે. એને શ્રમમાત્રમાં કષ્ટ ને દુઃખ દેખાય છે. છતાં એમાં કંઇક અંશે તે કાળના શ્રમજીવીઓના જીવનનો ચિતાર પણ અપાયેલો છે. ]

### ખેડૂત થઇશ નહીં

મેં સાંભળ્યું છે કે તેં લેખન છોડી દીધું છે, ને તું મોજશોખમાં પડી ગયો છે; તને ખેતરમાં કામ કરવાની લહે લાગી છે, ને તું દેવવાણીની[1] સામે જોતો નથી. ખેડૂતનો પાક નોંધાય છે ત્યારે તેની શી દશા થાય છે તેનો તું વિચાર કરતો નથી ? કીડા એનું અડધું અનાજ ખાઇ ગયા હોય છે, બાકીનું અડધું ગેંડા ખાઈ ગયા હોય છે. ખેતરમાં ઉંદરનો પાર નથી હોતો, ને તીડનાં ટોળાં ઊતરી પડે છે. ઢોર ખાઇ જાય છે, ને ચકલીઓ ચોરી જાય છે. પાર નથી ખેડૂતની દુર્દશાનો !

---

૧. ચિત્રલિપિ; લેખનકળા.

બાકીનું જે અનાજ ખળાની જમીન પર પડવા પામે છે તેને ચોર ખલાસ કરી જાય છે. હળ ખેંચતાં ઘોડાની જોડ મરી જાય છે.

અને પછી (રાજાનો) લેખક (નોંધણીદાર) ખેતરની પાળે આવી ચડે છે ને પાક નોંધે છે. હવાલદારો લાકડીઓ લઇને આવે છે, ને હબસીઓ તાડની સોટીઓ. તેઓ કહે છે: 'દાણા આપો.' ખેડૂત કહે છે: 'દાણા તો કંઇ રહ્યા નથી.' પછી પેલાઓ એને લાંબો કરીને પીટે છે; તેને બાંધે છે ને નહેરમાં પટકે છે. તેના દેખતાં તેની સ્ત્રીને બાંધે છે, ને તેનાં બાળકોને બેડીઓ પહેરાવે છે. તેના પડોશીઓ તેને તજી દે છે. તેઓ નાસી છૂટે છે, ને પોતપોતાના દાણા સંભાળે છે.

પણ લેખક? તે તો સહુ લોકોના કામની મુકાદમી કરે છે. એને કર ભરવા પડતા નથી, કેમકે તે લેખનના રૂપમાં કર આપે છે. એની પાસે કશા લાગા લેવાતા નથી. એ તું જરા જાણ ને સમજ.

### સૈનિક ન થઇશ

તું લેખનમાં મન પરોવ. તો તું કોઈ પણ પ્રકારની કઠણ મહેનતમાંથી બચી જઇશ, ને મોટો પ્રતિષ્ઠિત ન્યાયાધીશ બનીશ.

અરે, તું શું સમજીને કહે છે કે 'સૈનિકની જિંદગી લેખકના કરતાં સારી મનાય છે'?

જો, હું તને કહું સૈનિકના કેવા હાલ થાય છે તે. તે હજુ બાળક હોય ત્યાં તો તેને લાવી બરાકમાં પૂરે છે ને પીટે છે. તેને શરીરે ચમચમતા ફટકા પડે છે...ને તેનું માથું ઘાથી ચિરાય છે. તેને નીચો નાખીને કાગળની પેઠે કૂટે છે. તેને ધીબે છે ને ચાબખાના મારથી તેનું અંગ ઉઝરડાય છે.

તે જ્યારે સિરિયા જાય છે ને પહાડો પર કૂચ કરે છે ત્યારે તેના શા હાલ થાય છે? ગધેડાની પેઠે તેને ખભા પર

પોતાનાં રોટલા ને પાણી વહેવાં પડે છે. તેની પીઠના સાંધા વળી જાય છે. તેને ગંધાતું પાણી પીવું પડે છે. તે કતારમાંથી નીકળી ક્યારે શકે છે? માત્ર તેને ચોકી કરવાની હોય ત્યારે જ. તે શત્રુ સુધી પહોંચે છે ત્યારે તેની દશા પીંજરાના પંખી જેવી થઈ જાય છે, ને તેનાં અંગોમાં જરાયે જોર રહ્યું હોતું નથી.

તે જો મિસર પાછો આવે છે તો તેનું શરીર કીડાએ કોરેલા લાકડાના જેવું થઈ ગયું હોય છે. તે માંદો પડે છે ને પથારીવશ થાય છે. તેને ગધેડા પર નાખીને લાવે છે. તેનાં કપડાં ચોરાઈ જાય છે, ને તેનો નોકર નાસી ગયો હોય છે.

માટે, સૈનિકની જિંદગી લેખકના કરતાં સારી હોય છે એ વિચાર મનમાંથી કાઢી નાખજે.

[એવી જ રીતે કહે છે કે 'તું સારથિ, પૂજારી કે ભઠિયારો ન થઇશ.']

## અમલદાર થજે

પવનમાં પાંદડાં ઊડે તેમ તારા હૃદયને ગમે તેમ ઊડવા દઇશ નહીં. મોજશોખમાં મન ઘાલીશ નહીં; એથી કશો લાભ નથી, એથી માણસનું કશું ભલું થતું નથી........

માટે તું ધ્યાન આપ, હે તોફાની, હઠીલા છોકરા. તને જે વાત કહીએ તે તું કાને ધરતો નથી. તું જલદી કર, ને લેખનકળા શીખી લે.

## ૨૫

# પ્રેમગીતો

[ પ્રાચીન મિસરમાં ભાઇબહેનનાં લગ્ન પ્રચલિત હતાં. કેટલાકનું કહેવું એમ છે કે પ્રાચીન મિસરના અમુક લોકોમાં માતૃપ્રધાન કુટુંબવ્યવસ્થા ચાલતી, અને તેમનામાં રાજગાદીનો વારસો મા પાસેથી છોકરીને મળતો. ઇ. સ. પૂર્વે ત્રણ હજારને સુમારે મિસરના રાજા ફેરોના વંશમાં પણ એ રિવાજ સહેજ હળવા રૂપમાં દાખલ થયો. રાજાની દીકરી ગાદીની વારસ ગણાતી, પણ તાજ રાજકુમારને મળતો; અને તેથી એ રાજકુમાર સામાન્ય રીતે બહેનને પરણી ગાદી પરનો પોતાનો હક કાયદેસર ઠરાવતો. મિસર સિવાય બીજા પ્રાચીન દેશોમાં આ રિવાજ આટલો પ્રચલિત હોય એવું જાણ્યામાં નથી. બેબીલનમાં તો એવા વિવાહને માટે મોતની સજા કરવામાં આવતી. મિસરનું જે સાહિત્ય ઉપલબ્ધ છે તેમાં સમાજના સામાન્ય લોકોનાં પ્રેમગીતો બહુ જ ઓછાં મળે છે. એવાં ત્રણ ગીત નીચે આપ્યાં છે. પહેલામાં સ્ત્રી એના પતિને ઉદ્દેશીને કહે છે. ]

૧

હું છું તારી પહેલી બહેન; અને તું છે મારે મન ઉદ્યાન સમો. એ ઉદ્યાનમાં મેં ફૂલો ઉગાડ્યાં છે ને સર્વ સુવાસિત છોડો વાવ્યા છે. મેં એમાં એક નહેરને વાળી છે; જેથી શીતળ ઉત્તરાનિલ વાય ત્યારે તું એમાં હાથ બોળી શકે. આપણે જે જગાએ ફરીએ છીએ તે

જગા કેવી સુંદર લાગે છે! તારો હાથ મારા હાથમાં મૂકેલો છે. આપણાં મનમાં વિચારો આવે છે ને હૃદયમાં હર્ષ ઊભરાય છે, કેમકે આપણે સંગાથે ચાલીએ છીએ. તારો અવાજ સાંભળતાં મારું ચિત્ત હિલોળે ચડે છે. તારી વાણી પર મારા જીવનનો આધાર છે. હું જ્યારે તારાં દર્શન કરું છું ત્યારે મને એ અન્ન કે પાન કરતાં પણ અધિક રુચિકર ને રસમય લાગે છે.

૨

[ માએ પંખી પકડવા મોકલેલી એક બાળા પ્રેમવશ બની ભાન ભૂલી જાય છે ને પંખી પકડ્યા વિના જ પાછી ફરે છે. તે પોતાના પ્રિયજનને ઉદ્દેશીને કહે છે. ]

જાળમાં પકડાયેલું પંખી ચીસ તો પાડે છે, પણ તારાં નયનના પ્રણયતેજમાં હું, થથરતી, જાળને ઢીલી મૂકી દઉં છું. એટલે પંખી હવામાં ઊડી જાય છે.

ક્રોધે ભરાયેલી મારી મા શું કહેશે : હું રોજ ટોપલી ભરેલી લઈને આવું છું. પણ આજે પ્રેમે મારું ભાન ભુલાવી દીધું ને મેં જાળ નાખી નહીં.

૩

[ નીચેનું ગીત પણ એ જ પ્રકારનું છે. ]

વનનાં પંખેરુ દૂર દૂર વિખેરાય છે, અને હવે પાછાં ડાળ પર બેસે છે, ને બીજાં પંખીને સાદ પાડે છે.

પછી તેઓ તળાવડી પર ભેગાં થાય છે; પણ હું તેમને હાનિ કર્યા વિના જ છોડી દઉં છું, કેમકે મારું ચિત્ત તો તારા પ્રેમમાં પરોવાયેલું છે.

## ૨૫

## બહેનોનો વિલાપ

[ આઇસીસ અને ઓસાઈરીસ—મિસરની મૂળ ભાષાના શબ્દો વાપરીએ તો અસેત અને અસર—ની કથાના ઉલ્લેખો મિસરના સાહિત્યમાં અનેકવાર આવે છે, ને એ કથાની આસપાસ અનેક કાવ્યો રચાયાં છે. સેબ અથવા ગેબ દેવ એ પૃથ્વીનો દેવ, અને નૂત એ આકાશની દેવી; તેમનાં ચાર સંતાન: બે પુત્ર—ઓસાઈરીસ (અસર) ને સેત—અને બે પુત્રીઓ—અસેત (આઇસીસ) અને નેબ્ત-હેત (નેફ્થીસ). ઓસાઇરીસ ને આઇસીસ, અને સેત ને નેફ્થીસ એ બે દંપતીનાં જોડાં. ઓસાઈરીસ ને સેત બેને અણબનાવ હતો, ને સેતે દગાથી ભાઇને માર્યો. પછી આઇસીસ ઓસાઇરીસના શબને શોધવા નીકળી, તેણે શબ મેળવ્યું, પુત્ર (હોરસ)ને જન્મ આપ્યો, ને તેણે સેત પર પિતાના મરણનું વેર વાળ્યું. આવી એ કથા છે. ઇતિહાસકારો કહે છે કે મિસરના સૂર્યપૂજક પ્રથમ વંશના બીજા રાજા ખેતીને સેતપૂજક આદિવાસીઓના રાજાએ માર્યો. તેની વિધવા રાણી ઉત્તર મિસરમાં નાસી ગઇ ને ત્યાં તેણે પોતાના પુત્રને ઉછેર્યો. તેણે મોટા થઇને પિતાના મરણનું વેર વાળ્યું. આ ઐતિહાસિક કથાનું રૂપાંતર આઇસીસ ને ઓસાઈરીસની કથામાં થયું છે.

એ કથા નૈસર્ગિક ઘટનાઓનું રૂપક પણ છે. આઇસીસ એ શક્તિ છે, જગજ્જનની છે. માતા જેમ ત્યાગ અને સ્વાર્પણ વડે બાળકોનું સંગોપન કરે છે તેમ આ જગન્માતા પણ કરે છે. આઇસીસ એટલે મિસરની કાળી જમીન.

તે ઓસાઈરીસ એટલે નાઇલનદના સ્પર્શથી ફળદ્રુપ થાય છે ને આખા દેશને સમૃદ્ધ બનાવે છે. મિસરવાસીઓ સવિશેષ ભાવ ને આદરથી તેની ઉપાસના કરતા; તેને દેવમાતા ગણી તેની રત્નભૂષિત મૂર્તિઓ બનાવતાં ને તેને પૂજતા; માથું મૂંડાવેલા તેના પૂજારીઓ ગંભીર સાદે તેનાં સ્તોત્રો ગાતા; અને દર વરસે શિયાળામાં, સૂર્ય ઉત્તરાયણમાં જાય ત્યારે, તેના પુત્ર હોરસ (સૂર્ય)નાં મંદિરોમાં આઇસીસ માતા પોતે ચમત્કાર વડે પ્રસવેલા પુત્રને ધવડાવતી બેઠેલી હોય એવી પ્રતિમાનાં દર્શન કરાવવામાં આવતાં.

નીચેના ગીતમા ઓસાઇરીસના મૃત્યુ પછી તેની બે બહેનોએ કરેલા વિલાપ આપ્યા છે. તેમાં ઓસાઈરીસના પુનર્જન્મનો ઉલ્લેખ આવે છે. ઓસાઇરીસ તે સૂર્ય. તેનું મૃત્યુ તે રાત્રિ. તેનો પુનર્જન્મ—તેનું પુનરાગમન તે પ્રતિદિન પ્રભાતે થતો તેનો ઉદય. એવો અર્થ પણ ઘટાવવામાં આવે છે.]

### આઇસીસનો વિલાપ

તમારા ભવનમાં આવો, તમારા ભવનમાં આવો! હે દેવ આન![1] તમારા ભવનમાં આવો! તમારા શત્રુઓ હવે (રહ્યા નથી). હે મહારાજ! તમારા ભવનમાં આવો! મારી તરફ જુઓ તો ખરા: હું તમારી બહેન છું; મને તમારા પર પ્રેમ છે. મારાથી છેટા ન રહેશો, હે સુસ્વરૂપ યુવાન. તમારા ભવનમાં સત્વર આવો, સત્વર આવો. મને હવે તમારું દર્શન થતું નથી. તમારે કારણે મારું હૃદય શોકથી ઊભરાઈ જાય છે. મારાં નેત્ર તમને ખોળે છે: હું તમને જોવાને તલસી રહી છું. તમારાં દર્શન મને દીર્ઘ કાળ પછી થશે શું? હે મોંઘેરા મહારાજ, તમારાં દર્શન મને દીર્ઘ કાળ પછી થશે શું? તમારાં દર્શન કરવાં એ એક સુખ છે; તમારાં દર્શન કરવાં એ એક લહાવો છે. તમારી પ્રિયતમા પાસે આવો. તમારી પ્રિયતમા પાસે આવો. હે ઉનીફર, તમારી ભગિની પાસે આવો, તમારી પત્ની પાસે આવો. તમારી ભગિની પાસે આવો.

---

૧. ઓસાઈરીસનું એક નામ.

તમારી પત્ની પાસે આવો. હે ઉર્તં-હેત, તમારી પ્રેયસી પાસે આવો. હું તમારી બહેન છું, સગી માની જણી; મારાથી અળગા ન થશો. દેવો ને મનુષ્યો તમારા તરફ નજર કરે છે; અને મને જુએ છે ત્યારે ત્યારે ભેગા મળીને તમારે માટે રડે છે. હું વિલાપ કરતી તમને સ્વર્ગની ઊંચી અટારીમાં બોલાવું છું, અને તમે તો મારાં વચન સાંભળતા જ નથી. હું છું તમારી બહેન; અવનિતલ પરની તમારી પ્રિયતમા; મારા કરતાં — તમારી બહેન કરતાં — અધિક પ્રેમ કોઈએ તમારા પર ઢોળ્યો નથી.

## નેફથીસનો વિલાપ

હે મહારાજ, તમારા ભવનમાં આવો. આનંદો, આનંદો; નાશ પામ્યા છે તમારા સર્વ શત્રુઓ! તમારી બે બહેનો છે તમારી સમીપ, ને રક્ષા કરી રહી છે તમારી મૃત્યુશય્યાની. રુદન કરતી બોલાવે છે તમને; અને તમે તો સૂતા છો સોડ તાણીને મૃત્યુશય્યા ઉપર. તમે અમારો સુકોમળ સ્નેહ નિહાળો છે. બોલો અમારી સાથે, હે રાજાધિરાજ, અમારા પ્રભુ! ભગાડો અમારા હૃદયમાંની વેદનાને. તમારા સહચરો—દેવો તેમજ મનુજો — તમને નીરખે છે ને બોલી ઊઠે છે: 'તમારું વદન અમને પ્રાપ્ત થાઓ. હે રાજાધિરાજ, હે અમારા પ્રભુ! તમારા મુખનું દર્શન કરવું એ અમારું જીવન છે. તમારું મુખ અમારી સામેથી ફેરવી ન લેશો. તમારું ચિંતન કરવું એ અમારા હૃદયનો પરમાનંદ છે. હે મહારાજ, તમને નિહાળીને અમારાં હૃદય સુખી થાય છે. હું છું તમારી હેતાળ બહેન નેફથીસ. તમારો શત્રુ પરાજય પામ્યો છે, ને તે જોવા મળે એમ નથી હવે! હું છું તમારી સાથે, ને રક્ષા કરું છું તમારાં અંગોની — નિરંતર અને સદાકાળ.

## ૨૬

## દિવંગત રાજાને

અમને[1] આપ્યો આપના હૃદયને આનંદ,
ને આપ્યું આપને દીર્ઘ આયુષ્ય.
સુખચેનનું જીવન અનુસર્યું આપને,
બડભાગી હતું આપનું મુખ, સબળ હતો આપનો બાહુ.
તેજસ્વી હતું આપનું નયન, દૂર સુદૂર નિહાળનારું.
(હવે) આપ વેષ્ટિત થયા છો વસ્ત્રમાં.[2]
આપે ચલાવ્યા છે આપના અશ્વ,
અને રથ સુવર્ણ કેરો, આપને હાથે.
ચાબૂક હતો આપના હાથમાં; ને રથે જોતર્યા તોખાર
હતા ઝારૂ[3] અને નાહસી.[4] ચાલતા તેઓ આપની આગળ,
સાક્ષી પૂરતા આપના પરાક્રમની.
આપ પરવર્યા છો આપની ચિનારની[5] હોડલીમાં;

---

૧. અમન દેવે.

૨. અથવા 'જે ગર્તમાં મૃતાત્માઓ સૂર્યનૌકા વાટે જાય છે ત્યાં ગયા છો.' ૩. યુદ્ધના કેદી સિરિયનો. ૪. હબસીઓ તેમને રથે ઘોડાની જગાએ જોતરવામાં આવતા એવું સૂચન છે. ૫. ચિનાર લાકડાની.

આગળ ને પાછળ એની (ચિનારની) જ બનેલી નાવડીમાં.
આપ પહોંચ્યા છો પેલા સુંદર મિનારા સમીપ.
રચાવ્યો હતો આપે જ એ તો.
આપના મુખમાં ભરાતાં આસવ, મદિરા, રોટી ને માંસ.
કપાતાં પશુ ને ઊઘડતા આસવોના (ભંડાર).
થતું હતું આપની સમક્ષ સુમધુર સંગીત.
લગાવતા આપના કિંકર આપના શિરને કામીનો[૬] છેદ.
આપના ઉદ્યાનનો અધિપતિ લાવતો (કુસુમોના) કિરીટ,
ને કૃષિપતિ લાવતો વનનાં પંખેરુને.
મત્સ્યાધિપ આણતો મત્સ્યોના થાળ,
ને નૌકા આવતી ઝારૂ દેશથી, સર્વ સુભગ વસ્તુથી ભરાઈને.
આપની હયશાળાઓ હતી અશ્વોથી ભરેલી.
આપની દાસીઓ કરતી અવિરત ઉદ્યોગ.
પરાજય પામ્યા હતા આપના શત્રુઓ.
ને કોઈ ન ઉથાપતું આપનો બોલ.
(હવે) ગયા છો વિજેતા આપ દિવંગત થઈને દેવોની સમક્ષ.[૯]

---

૬. એક સુગંધી દ્રવ્ય. ૭. પંખીઓને. ૮. સિરિયા.

૯. મૂળમાં આ કાવ્ય છે, અને ઉપર પ્રમાણે તેની લીટીઓની રચના છે, તેનો કંઈક ખ્યાલ આવે એટલા સારુ, એક નમૂના તરીકે, ઉપર પ્રમાણેની કૃત્રિમ લાગતી વાકયરચના રાખેલી છે.

## ૨૭

## બે ભાઈની વાર્તા

બે ભાઇ હતા; એક માના ને એક બાપના દીકરા. મોટાનું નામ હતું અનપુ, ને નાનાનું બાટા. અનપુને ઘર હતું, ને ગૃહિણી પણ હતી. પણ નાનો ભાઇ એને દીકરા સમાન હતો; એ નાનો ભાઇ જ એને માટે કપડાં બનાવી આપતો; એ જ એના બળદની પાછળ ખેતરમાં જતો; એ જ હળ ચલાવતો; એ જ અનાજ ખળામાંથી ભેગું કરતો; એ જ એની વતી ખેતરનું બધું કામકાજ કરતો. નાનો ભાઇ સરસ કારીગર બન્યો; એનો સમોવડિયો આખા દેશમાં કોઇ હતો નહીં; કોઇ દેવનો આત્મા એનામાં વસતો હતો.

નાનો ભાઈ રોજ બળદની પાછળ પાછળ જતો. રોજ સાંજે તે ખેતરનો ભાજીપાલો, દૂધ અને લાકડાં, અને ખેતરની બધી ચીજો લઇને ઘેર પાછો આવતો. મોટો ભાઈ ને ભાભી બેઠાં હોય તેમની આગળ એ બધો ભાર ઉતારતો; ખાતોપીતો, ને કોઢમાં ઢોરની જોડે પડી રહેતો. પરોઢિયે પોતે બનાવેલો રોટલો પોતે ખાતો ને મોટા ભાઇની આગળ મૂકતો. પોતાને માટે રોટલો ખેતરે લઈ જતો, અને ઢોર હાંકીને સીમમાં ચારવા લઇ જતો. ઢોરની પાછળ પાછળ

તે ચાલતો ત્યાં ઢોર તેને કહેતાં: "પેલી જગાએ ઘાસ સરસ છે." ઢોરનું કહેવું તે સાંભળતો, ને તેમણે બતાવેલી જગાએ તેમને લઇ જતો. તેની પાસેનાં ઢોર તાજાંમાજાં થયાં, ને તેમનો વસ્તાર ઘણો વધ્યો.

એકવાર ખેતીની મોસમમાં મોટા ભાઇએ તેને કહ્યું: "ચાલ આપણે હળ ચલાવવા માટે બળદની સરસ જોડ તૈયાર કરીએ, કેમકે જમીન પાણીની ઉપર નીકળી આવી છે, ને ખેડવા લાયક બની છે. તું દાણા લઇને ખેતરે આવજે. આપણે કાલે સવારે ખેડ શરૂ કરીશું." મોટા ભાઇના કહ્યા પ્રમાણે નાનાએ બધી તૈયારી કરી.

સવાર પડયું એટલે બંને જણ ઓજારો વગેરે લઇને ખેતરે ગયા. કામ શરૂ કરતાં તેમનાં હૃદયને બહુ જ આનંદ આવ્યો. પછી એમ બન્યું કે દાણા ખૂટી પડવાથી તેઓ અટકી ગયા, ને મોટા ભાઇએ નાનાને કહ્યું: "જા, તું જલદી ઘેર જઇને દાણા લઇ આવ. નાનો ઘેર આવ્યો ત્યાં ભાભી વાળ ઓળતી બેઠી હતી; તેને કહ્યું: "ઊઠો ને મને દાણા આપો. મારે દોડતા પાછા ખેતરે જવું છે. મોટાભાઇએ તરત પાછા આવવાનું કહ્યું છે. વાર ન કરશો." ભાભી કહે: "જાઓ, કોઠી ઉઘાડો, ને જેટલા દાણા લેવા હોય તેટલા લો. હું વાળ ઓળું છું, ને ઊઠવા જાઉં તો અંબોડો છૂટી જાય."

જુવાન બાટા ઘરમાં ગયો. તેણે મોટું માપ લીધું, કેમકે તેને દાણા બહુ લઇ જવા હતા. વાસણને તેણે ઘઉં અને જવથી ભર્યું, ને લઇને બહાર આવ્યો. ભાભીએ કહ્યું: "કેટલા દાણા લીધા?" બાટા કહે: "ત્રણ મણ જવ, બે મણ ઘઉં, કુલ પાંચ મણ; એટલા મેં ખભે ઉપાડયા છે." ભાભીએ કહ્યું: "તમારામાં ઘણું જોર દેખું તો તમે રોજ કેટલી મહેનત કરો છો તે હું જોઉં છું." ભાભીના યુવાન હૃદયમાં કુવાસના પેદા થઇ. તે ઊઠી, બાટાની પાસે આવી, ને કહેવા

લાગી: "અહીં મારી પાસે રહી જાઓને; તમને સહુ સારાં વાનાં થશે. હું તમારે માટે સરસ કપડાં કરાવીશ." આ કુવચન સાંભળી જુવાન ક્રોધથી વાઘ જેવો બની ગયો; ને ભાભી બીકથી ફફડી ઊઠી. બાટાએ તેને કહ્યું; "જો ભાભી, તું તો મારી મા જેવી છે, ને તારા પતિ મારે બાપ જેવા છે, કેમકે એમણે મોટા ભાઈએ મને ઉછેરીને મોટો કર્યો છે. તેં મને આ કુવચન શું કહ્યું ? એ ફરી ન બોલીશ. હું એ કોઈ માણસને નહીં કહું; એ વાત કોઈ માણસને મોઢેથી નીકળવા નહીં દઉં." આમ કહીને તેણે બોજો ઉપાડ્યો; ને તે ખેતરમાં મોટા ભાઈ પાસે પહોંચી ગયો. બંને જણે કામ આગળ ચલાવ્યું.

સાંજે મોટો ભાઈ ઘેર આવ્યો. નાનો બળદ લઈને પાછળ આવતો હતો; તેને ખભે ભાર હતો. ભાભી બોલતાં તો બોલી ગઈ, પણ પછી તેને બીક લાગવા માંડી. તેણે શરીરે તેલ ચોપડ્યું, જાણે કોઈએ મારી ન હોય! ધણી આવ્યો તેને હાથ ધોવા પાણી પણ ન આપ્યું, દીવો પણ ન સળગાવ્યો, ને પોતે માંદી થઈને પડી. ધણીએ કહ્યું: "તારી જોડે કોણ બોલેલું?" પત્ની બોલી: "બોલ્યા'તા તો તમારા ભાઈ. બીજું કોઈ બોલ્યું નહોતું. ઘેર દાણા લેવા આવ્યા ત્યારે હું એકલી બેઠી હતી. મને કહે: 'આવ, આપણે સાથે રહીએ; અંબોડો બાંધી લે.' મેં એમની વાત સાંભળી નહીં. મેં કહ્યું: 'જુઓ, હું તમારી મા નથી? ને તમારા મોટા ભાઈ તમને બાપ જેવા નથી?' એટલે એમને બીક લાગી, ને હું તમને કહી ન દઉં માટે મને મારી. હવે તમે એમને જીવતા રહેવા દેશો તો હું જીવ કાઢીશ."

મોટો ભાઈ વાઘ જેવો બની ગયો. તેણે છરાને ધાર ચડાવી. છરો હાથમાં લીધો. ને નાનો ભાઈ ઢોર બાંધવા કોઢમાં આવે કે તેને મારી નાખવાને પોતે કોઢના બારણા પાછળ સંતાઈ બેઠો.

સૂરજ આથમી ગયો, ને નાનો ભાઇ રોજની પેઠે ભાજીપાલો લઇને આવ્યો. તેની સૌથી આગલી ગાય કોઢમાં પેઠી, ને પોતાના રક્ષકને કહેવા લાગીઃ "જોજો, તમારા મોટા ભાઈ અહીં છરો લઇને તમને મારવા ઊભા છે. માટે અહીંથી નાસી છૂટો." ગાયે કહ્યું તે બાટાએ સાંભળ્યું. બીજી ગાય કોઢમાં પેઠી, તેણે પણ એ જ પ્રમાણે કહ્યું. બાટાએ મોટા ભાઇના પગ જોયા. તે બારણા પાછળ ઊભો હતો ને તેના હાથમાં છરો હતો. બાટાએ માથા પરનો ભારો ભોંય પર નાખ્યો, ને દોટ મૂકી. મોટો ભાઇ છરો લઇને પાછળ દોડયો. નાનાએ રા દેવને બૂમ પાડી ને કહ્યું, "હે ભગવાન! સાચા ખોટાનો ન્યાય કરનાર તું છે." રાએ તેની ચીસ સાંભળી, તેની ને મોટા ભાઈની વચ્ચે મોટી નદી પેદા કરી ને તેમાં મગરો મૂકયા. એક ભાઇ નદીને એક કિનારે રહ્યો; બીજો ભાઈ બીજે કિનારે. નાના ભાઈએ મોટાને હાક મારી ને કહ્યુંઃ "પહો ફાટે ત્યાં સુધી શાંત થઇને ઊભા રહો. રા ઊગશે એટલે આપણે એની પાસે ન્યાય કરાવીશું. એ સાચાખોટાનો ન્યાય કરશે. હું હવે તમારી સાથે નહીં રહું; તમે રહો છો તે ગામમાં પણ નહીં રહું બાવળની ખીણમાં ચાલ્યો જઇશ."

પૃથ્વી પર અજવાળું થયું ને બીજો દિવસ થયો એટલે રા ઊગ્યો, ને બે ભાઇઓએ એકબીજાની સામે જોયું. બાટાએ મોટા ભાઇને કહ્યુંઃ "તમે મારા મોઢાની વાત સાંભળ્યા વિના જ મને કપટથી મારવા શા સારુ આવ્યા છો? હું તમારો ભાઇ છું, તમે મારા પિતા સમાન છો, ને ભાભી મારી મા જેવી છે; નહીં? ખરી વાત તો એ છે કે તમે મને દાણા લેવા મોકલ્યો ત્યારે ભાભીએ કહ્યુંઃ 'આવો, મારી સાથે રહી જાઓ.' અને હવે તમારી આગળ એમણે ઊલટી જ વાત કરી." બાટાએ આખી ઘટના વર્ણવી, ને સૂર્યના શપથ લઇને

કહ્યું: "તમે મને છરા લઇને કપટથી મારવા આવ્યા એ પાપ કર્યું." પછી એણે છરા લીધા, પોતાના શરીરમાંથી માંસ કાપી કાઢ્યું, ને પાણીમાં નાખ્યું. માછલીઓ તે ગળી ગઇ. બાટા ભોંય પર પડ્યો; બેભાન જેવો થઇ ગયો. મોટો ભાઈ પોતાના હૃદયને ઘણા શાપ દેવા લાગ્યો. તે રડતો રડતો સામે કાંઠે ઊભો રહ્યો. નદીના મગરને લીધે નાનો ભાઇ હતો ત્યાં જવાય એમ હતું નહીં. નાનાએ તેને કહ્યું: "તમે પાપ તો કરવા ધાર્યું, પણ હવે (મારે ખાતર) સત્કાર્ય નહીં કરો ? ઘેર જાઓ ત્યારે ઢોરની સંભાળ રાખજો, કેમકે તમે રહો છો એ ગામમાં હું હવે રહેવાનો નથી; હું તો બાવળની ખીણમાં જાઉં છું. અને આટલું કામ મારે માટે કરજો. મને કંઇક થતું તમે જુઓ તો મને ખોળતા આવજો. મને શું થશે એ પણ કહું. હું મારો જીવ ખેંચી કાઢીશ. ને તે બાવળના ફૂલની ટોચ પર મૂકીશ; અને બાવળનું ઝાડ જ્યારે કપાય ને ભોંય પર પડે, ને તમે મારો જીવ ખોળવા આવો, ત્યારે એ સાત વરસ લગી ન મળે તોયે નિરાશ ન થશો. કેમકે એ તમને મળ્યા વિના નહીં રહે. પછી તમે મારા એ જીવને ઠંડા પાણીના પ્યાલામાં મૂકજો, અને આશા રાખજો કે હું પાછો જીવતો થઇશ, અને મારા પર જે અન્યાય ગુજર્યો હશે તે કહી બતાવીશ. તમારા હાથમાં કોઇ શરાબનો જામ આપે ને શરાબ ડોળાયેલો દેખાય તો જાણજો કે મને કંઈક અશુભ થયું છે. પછી તમે ઊભા ન રહેશો; નહીં તો તમારા પર પણ એવા જ વીતશે.

આમ કહીને એ જુવાન બાવળની ખીણમાં ચાલ્યો ગયો. મોટો ભાઈ ઘેર ગયો. તેણે માથે હાથ દીધો હતો, ને માથા પર ધૂળ નાખતો હતો. ઘેર આવીને સ્ત્રીને મારી કૂતરાંને નાખી દીધી, ને નાના ભાઇને માટે શોક કરતો બેઠો.

આ બનાવ પછી ઘણે દિવસે નાનો ભાઇ બાવળની ખીણમાં હતો. તેની સાથે કોઇ ન હતું. તે રણનાં પશુઓનો શિકાર કરવામાં વખત ગાળતો. અને જે બાવળના ઝાડના સૌથી ઉપલા ફૂલ પર તેણે પોતાનો જીવ રાખ્યો હતો તે ઝાડ નીચે સૂઈ રહેવાને પાછો આવતો. તે પછી તેણે પોતાને હાથે એક કોઠો બાંધ્યો; તેમાં બધી સારી સારી ચીજો ભરી, ને ઘર વસાવવાનો વિચાર કર્યો.

તે કોઠામાંથી બહાર નીકળ્યો. રસ્તામાં તેને નવ દેવો મળ્યા. તે આખા દેશની તપાસ કરવાને ફરતા હતા. નવ દેવોએ માંહોમાંહે વાત કરી, ને તેને કહ્યું: "અરે બાટા, નવ દેવોના પોઢિયા, તું એકલો રહે છે ? તું તારા મોટા ભાઇ અનપુની સ્ત્રીને કારણે ગામ છોડીને આવ્યો છે. પણ તેણે તો એ સ્ત્રીને મારી નાખી છે. તારી સામે જે અપરાધ મુકાયેલો તેનો તેં એને જવાબ આપ્યો છે." બાટાને માટે એ દેવોનાં દિલમાં અતિશય દુ:ખ થયું. રાએ ખુનુમુને[1] કહ્યું: "તમે બાટાને માટે એક સ્ત્રી ઘડો, જેથી એને એકલા ન રહેવું પડે." ખુનુમુએ એની સાથે રહેનારી એક સોબતી બનાવી. દેશની કોઇ પણ સ્ત્રીના કરતાં તેનું લાવણ્ય વધારે હતું. તેનામાં દરેક દેવનો અંશ હતો. સાત હથોરો[2] એને જોવાને આવ્યા; તેમણે એકે મુખે કહ્યું: 'એ આકસ્મિક મૃત્યુ પામશે."

બાટાને એના પર અગાધ પ્રેમ હતો; અને તે બાટાના ઘરમાં રહેતી હતી. બાટા પોતાનો વખત રણનાં પશુઓનો શિકાર કરવામાં ગાળતો, ને એ પશુઓને લાવી પત્ની આગળ મૂકતો. તેણે સ્ત્રીને કહ્યું: "તું બહાર જઇશ નહીં. કદાચ સમુદ્ર તને પકડી જશે. હું તને

---

૧. સૃષ્ટિકર્તા પ્રજાપતિ. ૨. દેવો.

સમુદ્રમાંથી બચાવી નહીં શકું, કેમકે હું પણ તારા જેવી સ્ત્રી છું. મારો જીવ પેલા બાવળના ઝાડના ફૂલની ટોચ પર મૂકી રાખેલો છે. કોઈ માણસ એ જીવ ખોળી કાઢે તો મારે તેની સાથે લડવું પડે." એમ કહીને તેણે સ્ત્રીની આગળ પોતાનું હૃદય પૂરેપૂરું ખોલી દીધું.

આ બનાવ પછી બાટા રોજની પેઠે શિકાર કરવા ગયો. પેલી યુવતી પોતાના ઘર પાસે જ આવેલા પેલા બાવળના ઝાડ નીચે ફરવા ગઈ. ત્યાં સમુદ્રે તેને જોઈ, ને તેની પાછળ પોતાનાં મોજાં ફેંક્યાં. યુવતીએ દોટ મૂકી ને ઘરમાં પેસી ગઈ. સમુદ્રે પેલા ઝાડને બૂમ મારીને કહ્યું: "પેલી છોકરીને હું પકડી શકું તો કેવું સારું થાય!" ઝાડે એના વાળમાંથી એક લટ આણી આપી. સમુદ્ર એ લટને મિસર લઇ ગયો, અને રાજાના ધોબી જ્યાં કપડાં ધોતા હતા ત્યાં નાખી. લટની સુવાસ રાજાનાં કપડાંમાં ઊતરી. રાજાના માણસો ધોબીઓ પર ગુસ્સે થયા, ને કહેવા લાગ્યા: "રાજાનાં કપડાંમાં મલમની વાસ આવે છે." ધોબીઓને રોજ ઠપકો મળવા લાગ્યો. તેમને સમજ ન પડે કે હવે કરવું શું? રાજાનો ધોબી ચાલતો ચાલતો સમુદ્રકાંઠે ગયો. રોજ ઠપકો મળતો એટલે તેનું હૃદય બહુ ખિન્ન થઈ ગયું હતું. તે શાંત ઊભો રહ્યો. જે રેતીમાં તે ઊભો હતો તેની સામે જ પાણીમાં વાળની લટ તરતી હતી. તેણે એક જણને પાણીમાં ઉતાર્યો, ને લટ મંગાવી. તેમાંથી તેને અતિશય મીઠી વાસ આવી. તે લટ લઈને રાજા પાસે ગયો. રાજાએ લેખકોને અને જ્ઞાની માણસોને બોલાવ્યા. તેમણે રાજાને કહ્યું: "આ વાળની લટ રાની એક દીકરીની છે. તેના શરીરમાં દરેક દેવનો અંશ છે, અને એ તમને પરદેશથી મળેલી ખંડણી છે. એ યુવતીને ખોળવા દેશેદેશ દૂતો મોકલી આપો. જે માણસ બાવળની ખીણમાં જાય તેની સાથે, એને લાવવા માટે, ઘણા માણસ મોકલજો."

રાજાએ કહ્યુંઃ "તમે બહુ જ સરસ વાત કહી." તેણે દૂતો મોકલ્યા. પરદેશ મોકલેલા માણસો પોતે કરેલી શોધની વાત રાજાને કહેવા પાછા આવ્યા. પણ બાવળની ખીણમાં ગયેલા માણસો પાછા ફર્યા નહીં. બાટાએ એમને મારી નાખ્યા હતા, પણ એમાંના એકને રાજાને ખબર આપવા જીવતો જવા દીધો હતો. પછી રાજાએ પેલી રૂપવતીને લાવવા ઘણા માણસો ને સૈનિકો ને સવારો મોકલ્યા. તેમાં એક સ્ત્રી પણ હતી. તેના હાથમાં રાજાએ સ્ત્રીનાં સુંદર આભૂષણો આપી રાખ્યાં હતાં. પેલી યુવતી તેની સાથે આવી, ને તેને જોઇને આખા દેશના લોકો રાજી રાજી થઇ ગયા.

રાજાનો તેના પર અપાર પ્રેમ બંધાયો, ને તેને તેણે મોટું પદ આપ્યું. રાજાએ તેને તેના પતિની વાત પૂછી. તેણે કહ્યુંઃ "પેલું બાવળનું ઝાડ છે તે કપાવી નાખો ને તેના ટુકડે ટુકડા કરાવો." રાજાએ ઝાડ કાપવાને હથિયારબંધ માણસો ને સૈનિકો મોકલ્યા. તેઓ ઝાડ પાસે આવ્યા, ને જે ફૂલ પર બાટાનો જીવ હતો તેને તોડી નાખ્યું. એટલે બાટા એકદમ નિર્જીવ બનીને ભોંય પર પટકાયો.

બીજે દિવસ થયો ને પૃથ્વી પર અજવાળું થયું એટલે પેલા ઝાડને કાપી નાખવામાં આવ્યું. બાટાનો મોટો ભાઇ અનપુ ઘરમાં પેઠો ને હાથ ધોયા. એક જણે એના હાથમાં શરાબનો જામ આપ્યો. શરાબ ડહોળો થઇ ગયેલો. બીજાએ એને બીજો દ્રાક્ષાસવનો જામ આપ્યો, તેમાંથી દુર્ગંધ આવવા લાગી. પછી એણે લાકડી લીધી, જોડા પહેર્યા, કપડાં લીધાં, ને શસ્ત્ર સજ્યાં; અને તે પેલા ઝાડવાળી ખીણમાં જવા નીકળી પડ્યો. તે નાના ભાઇના કોઠામાં પેઠો. જુએ છે તો નાનો ભાઇ ચટાઇ પર પડેલો; તેના પ્રાણ નીકળી ગયા હતા. નાના ભાઇને ખરેખાત મરેલો જોઇને તે રડી પડ્યો. જે ઝાડ નીચે નાનો ભાઈ સાંજે સૂઈ રહેતો તેના ઉપરથી ભાઇનો જીવ ખોળી

કાઢવા તે નીકળ્યો. તે ખોળવામાં ત્રણ વરસ કાઢયાં, પણ જીવ જડયો નહીં. ચોથું વરસ શરૂ થયું એટલે તેને મિસર પાછા જવાનું મન થયું. તેણે મનમાં કહ્યું: "હું કાલે સવારે જઇશ."

હવે પૃથ્વી પર અજવાળું થયું ને બીજો દિવસ થયો તે વખતે તે પેલા ઝાડની નીચે ચાલતો હતો: તે ભાઇનો જીવ શોધતો હતો. સાંજે તે પાછો આવ્યો ને ફરી શોધ ચલાવી. તેને એક બીજ જડયું. એ લઇને તે કોઠામાં પાછો આવ્યો. જુએ છે તો એ જ એના ભાઇનો જીવ હતો. તેણે ઠંડા પાણીનો પ્યાલો આણ્યો; બીજ તેમાં નાખ્યું; અને રોજની પેઠે બેઠો. રાત પડી એટલે પેલા જીવે પાણી ચૂસી લીધું. બાટાનું અંગેઅંગ થથરવા લાગ્યું, ને તેણે મોટા ભાઇની સામે જોયું; તેનો જીવ તો પ્યાલામાં હતો. અનપુએ પ્યાલો હાથમાં લીધો. તેમાંનું પાણી બાટાના શબને પાયું, એટલે તેનો જીવ ફરી પાછો તેને ઠેકાણે આવી ગયો ને બાટા જીવતો થયો. ભાઇઓ એકબીજાને ભેટયા, ને વાતો કરવા લાગ્યા.

બાટાએ મોટા ભાઇને કહ્યું: "જુઓ, હું સર્વ શુભ લક્ષણોવાળો મોટો બળદ બનવાનો છું. તેનો ઇતિહાસ કોઇ જાણતું નથી. તમે મારી પીઠ પર બેસજો. સૂરજ ઊગે ત્યારે હું મારી સ્ત્રી છે તે જગાએ પહોંચી જઇશ, જેથી હું એને સામો જવાબ આપી શકું. રાજા જ્યાં હોય ત્યાં પણ તમે મને લઇ જજો. તમને સહુ સારાં વાનાં થશે. એક જણ તમને ઘણું સોનુંરૂપું આપશે; તમે મને રાજા પાસે લઈ જશો એટલા માટે. કેમકે હું ભારે અદ્ભુત વસ્તુ ગણાઇશ, ને મારા જેવો બળદ મળવા માટે આખા દેશમાં આનંદ આનંદ થઇ રહેશે. પછી તમે ગામ ચાલ્યા જજો."

પૃથ્વી પર અજવાળું થયું ને બીજો દિવસ થયો એટલે બાટાએ, મોટા ભાઇને કહેલું તેમ, બળદનું રૂપ લીધું. અનપુ તેની પીઠ પર

સવાર થયો, ને બીજા દિવસનું પરોઢ થયું ત્યાં લગી બળદને ચલાવ્યો. બળદ રાજાના નગરમાં આવી પહોંચ્યો. અનુચરોએ રાજાને એના આવ્યાની ખબર આપી. એને જોઇને રાજાના હરખનો પાર રહ્યો નહીં. રાજાએ એને મોટા ભોગ ધરાવ્યા, ને કહ્યું, "આ તો ખરેખરો ચમત્કાર જ બન્યો છે." એને માટે આખા દેશમાં આનંદ આનંદ થઇ રહ્યો. લોકોએ એની આગળ સોનારૂપાની ભેટો ધરાવી. તે લઇને એનો ભાઇ પોતાને ગામ ગયો ને ત્યાં રહ્યો. બળદની સંભાળ લેવા રાજાએ ઘણા માણસો મૂકયા, ઘણી સગવડો કરાવી. રાજા તેના પર અપાર પ્રેમ રાખતો થયો. એટલો પ્રેમ એને દેશના બીજા કોઇ માણસ કે કોઇ ચીજ પર નહોતો.

આ બનાવ બન્યા પછી ઘણે દિવસે બળદ રાણીવાસમાં પેઠો ને રાણી હતી તે જગાએ જઇને ઊભો રહ્યો. રાણીને કહેવા લાગ્યો: "જો, હું તો હજુ જીવતો છું." રાણી કહે: "તું કોણ છે?" બળદ કહે: "હું બાટા છું. જે ઝાડ પર મારો જીવ રહેતો હતો તેનો તેં રાજા પાસે નાશ કરાવ્યો ત્યારે જ હું જોઇ ગયો હતો કે તારે મને જીવતો રહેવા દેવો નહોતો. પણ જો, હું બળદ ભલે છું પણ જીવતો છું." રાણી આગલા ધણીના આ શબ્દો સાંભળીને થરથર ધ્રૂજવા લાગી અને તે રાણીવાસમાંથી ચાલી ગઇ.

પછી એમ બન્યું કે રાજા એની સાથે મોજ કરતો બેઠો હતો. તે રાજા જોડે ભોજન કરવા બેઠી હતી, ને રાજા એના પર બહુ ખુશ થયેલો હતો. તેણે રાજાને કહ્યું: "તમે ભગવાનના સમ ખાઇને મને વચન આપો કે 'તું જે કહીશ તે હું તારે ખાતર કરીશ.' રાજાએ રાણીની બધી વાતની હા પાડી. રાણી કહે: "મારે આ બળદનું કાળજું ખાવું છે, કેમકે એ કશા કામને લાયકનો નથી." રાજાને એનાં વચન સાંભળી અપાર શોક થયો; તેનું હૃદય બહુ

મગ્નગીન થઈ ગયું. બીજે દિવસે રાજાએ મોટું જમણ કરાવ્યું ને બળદને સારું સારું ખાવાનું અપાવ્યું. પછી પોતાના એક મુખ્ય હલાલખોરને બોલાવ્યો, ને તેને બળદનો ભોગ ધરાવવા માટે તેનો વધ કરવાનો હુકમ આપ્યો. બળદ વધેરાયો. માણસો તેને ખભે ઉપાડીને લઈ જતા હતા ત્યાં રાજાનાં બે દ્વાર સામે તેના લોહીનાં બે ટીપાં પડ્યાં. એક ટીપું એક બાજુએ, રાજાના મહાદ્વાર પર પડ્યું, ને બીજું ટીપું બીજા દ્વાર પર. એમાંથી બે મોટાં ઝાડ ઊગી નીકળ્યાં. બંનેની શોભાનો કંઈ પાર ન હતો.

એક માણસે જઈને રાજાને કહ્યું: "આજ રાતમાં આપના મહાદ્વાર પાસે બે મોટાં ઝાડ ઊગી નીકળ્યાં છે, તે ખરેખર અદ્દભુત છે." આવાં બે ઝાડ ઊગ્યાં તેને માટે દેશમાં હર્ષ ફેલાઈ ગયો ને ઝાડની આગળ ભોગ ધરાવવામાં આવ્યા.

આ બનાવને ઘણા દિવસ થયા બાદ એકવાર રાજા ભૂરો મુગટ અને ગળે ફૂલના હાર પહેરીને, અને સુવર્ણજડિત રથ પર બેસીને મહેલમાંથી નીકળ્યો — પેલાં ઝાડ જોવાને. રાણી પણ રાજાની પાછળ ઘોડેસવારો સાથે આવતી હતી. રાજા જઈને એક ઝાડની નીચે બેઠો. ઝાડ રાણીને ઉદ્દેશીને બોલી ઊઠ્યું: "હે ઠગારી, તેં તો મારા બૂરા હાલ કરાવ્યા, પણ હું જીવતો છું, હું બાટા છું. મારા ઘર આગળનું બાવળનું ઝાડ રાજા પાસે કોણે કપાવ્યું એ હું જાણતો હતો. પછી હું બળદ થયો, ને તેં મને મારી નખાવ્યો."

આ બનાવ પછી ઘણે દિવસે રાણી રાજાના આસન આગળ ઊભી હતી, ને રાજા એના પર ખુશ હતો. તેણે રાજાને કહ્યું: "ભગવાનના સમ ખાઈને કહો કે 'રાણી કહેશે તેમ હું તેને ખાતર કરીશ.'" રાજાએ રાણીની બધી વાતની હા પાડી. રાણી કહે: "આ બે મોટાં ઝાડ કાપી નાખો ને એનાં સરસ પાટિયાં બનાવો." રાજાએ

કુશળ કારીગરોને બોલાવ્યા, ને તેમણે રાજાનાં પેલાં બે મહાવૃક્ષોને કાપી નાખ્યાં. રાણી એ કપાતાં જોવા ઊભી રહી. તેણે ઝાડનું જે જે કરવાનું કહ્યું તે માણસોએ કર્યું. પણ ઝાડમાંથી એક નાની ચીરી ઊડીને રાણીના મોંમાં પેસી ગઈ. રાણી તે ગળી ગઇ, ને તેણે ઘણા દિવસ પછી પુત્રને જન્મ આપ્યો. કોઈકે જઇને રાજાને કહ્યું: “આપને ત્યાં પુત્રનો જન્મ થયો છે.” માણસો પુત્રને રાજાની પાસે લઇ આવ્યા. તેને માટે દાઈ અને નોકરો રાખવામાં આવ્યાં. દેશમાં આનંદોત્સવ થઇ રહ્યો. પુત્રનું નામ પાડવાનું હતું તે દિવસે રાજા આનંદમગ્ન થઇને બેઠો. એ ક્ષણે તેને રાજકુમાર પર ઘણું વહાલ આવ્યું. કુમારનું નામ કુશ પાડવામાં આવ્યું.

આ પછી ઘણે દિવસે રાજાએ એને આખા દેશનો વારસ બનાવ્યો. અને તે પછી ઘણે દિવસે રાજાનો સ્વર્ગવાસ થયો. પછી રાજકુમારે કહ્યું: “રાજાજીના સર્વ મોટા અમીર ઉમરાવોને મારી પાસે લાવો. મારે એમને મારી આપવીતી કહેવી છે.” તેણે રાણીને પણ બોલાવી, તેનો ન્યાય કર્યો, ને અમીરોએ એમાં સંમતિ આપી. તેણે મોટાભાઇને પણ બોલાવ્યો. તેને ને તેના વંશવારસોને ઉમરાવની પદવી આપી. (કુશ) રાજાએ ત્રીસ વરસ મિસર પર રાજ્ય કર્યું; ને તેનું અવસાન થયા પછી, તેના દફનને દિવસે, તેના મોટાભાઇએ (સિંહાસન પર) તેનું સ્થાન લીધું.

## ૨૮

# સેટના અને જાદુની ચોપડી

મહાપરાક્રમી રાજા ઉસેર-મઆત-રા ( મહાન રામીસીસ )ને સેટના નામનો એક પુત્ર હતો. તે મોટો લહિયો હતો. તેને સર્વ પ્રાચીન ગ્રંથોનું બહુ ઊંડું જ્ઞાન હતું. તેણે સાંભળ્યું કે થોથદેવની જાદુની ચોપડી, જેના વડે માણસ સ્વર્ગ અને પૃથ્વીને કામણ કરી શકે અને પશુપંખીની બોલી સમજી શકે, તે ચોપડી મેંફીસ શહેરના કબરસ્તાનમાં દાટેલી છે. તે પોતાના ભાઈને લઇ ચોપડીની શોધમાં નીકળી પડ્યો. તેમણે ઉત્તર અને દક્ષિણ મિસરના રાજા મેરનેબના પુત્ર નાનીફરની કબર શોધી કાઢી. સેટના કબર ખોલીને અંદર ગયો.

કબરમાં નાનીફર હતો, ને તેની સાથે તેની પત્ની અહુરાનો જીવ હતો. તેને દફનાવી હતી તો બીજા કોઈ ગામમાં, પણ તેનો જીવ મેંફીસમાં તેના પતિની જોડે વસતો હતો, કેમકે પતિના પર તેનો ઘણો જ પ્રેમ હતો. સેટનાએ પતિ પત્નીને તેમને ધરાવાયેલા ભોગ આગળ બેઠેલાં જોયાં. તેમની વચ્ચે પેલી ચોપડી પડેલી હતી. નાનીફરે સેટનાને પૂછ્યું: "તું કોણ છે તે મારી કબર આ રીતે તોડીને આવ્યો છે?" સેટના કહે: "હું મહારાજા ઉસેર-મઆત-રાનો પુત્ર

સેટના છું, ને પેલી ચોપડી તમારી બેની વચ્ચે પડેલી દેખાય છે તે લેવાને આવ્યો છું. નાનીફર કહે: "એ તને નહીં આપી શકાય." સેટના કહે: "પણ હું તે જબરાઈથી લઈ જઈશ તે."

એટલે અહુરાએ સેટનાને કહ્યું: "આ ચોપડી ન લેશો; કેમકે એ તમારે માથે આફત આણશે, જેમ અમારે માથે આણી છે. અમે એને લીધે કેટલી આપદા વેઠી છે તે સાંભળો."

## અહુરાની વાર્તા

"અમે બે રાજા મેરનેબનાં સંતાન હતાં. તેમને અમારા પર બહુ પ્રેમ હતો, કેમકે એમને બીજું કંઇ સંતાન નહોતું. નાનીફર આખા દેશની ગાદીના વારસ તરીકે એમના મહેલમાં રહેતા હતા. અમે મોટાં થયાં એટલે રાજાએ રાણીને કહ્યું: "હું નાનીફરને કોઈ સરદારની છોકરી જોડે પરણાવીશ, અને અહુરાને બીજા કોઇ સરદારના છોકરા જોડે પરણાવીશ.' રાણી કહે: 'ના, મારો છોકરો ગાદીનો વારસ છે. એ રાજાના વારસની પેઠે બહેનને પરણે એ સારું. બીજી કોઇ છોકરી એને માટે લાયક નથી.' રાજા કહે: 'એ બરાબર નથી. એ બંને જણ સરદારોનાં છોકરાંને પરણે એ સારું છે.'

"રાણી કહે: 'આ તમારો ન્યાય ન કહેવાય.' રાજા કહે: 'મારે આ બે સિવાય બીજું બાળક જ ન હોય, તો તેઓ એકબીજાને પરણે એ સારું કહેવાય? હું તો નાનીફરને કોઈ અમલદારના છોકરા જોડે જ પરણાવીશ. આપણા કુળમાં એવું ઘણીવાર બન્યું છે.'

"પછી એક વેળા રાજાને ત્યાં મોટો ઉત્સવ હતો તેમાં મને લઈ જવા માટે માણસો આવ્યા. હું બહુ મૂંઝાઈ ગઇ હતી, એટલે રોજ વર્તતી એવી રીતે ત્યાં ન વર્તી. રાજાએ કહ્યું, 'અહુરા, તેં કોઇની જોડે મને સંદેશો કહાવ્યો છે કે 'મને મોટાભાઇ જોડે પરણવા દો'? મેં કહ્યું, 'ના ના, મને કોઇ અમલદારના છોકરા જોડે પરણાવો,

ને ભાઇને બીજા કોઇ અમલદારની છોકરી જોડે પરણાવો. આપણા કુળમાં એવું ઘણીવાર બન્યું છે.' હું હસી પડી, ને રાજા પણ હસી પડ્યા. રાજાએ મહેલના વ્યવસ્થાપકને કહ્યું, 'આજે રાતે માણસોની જોડે અહુરાને નાનીફ્રને ઘેર મોકલજો, ને તેની સાથે સર્વ પ્રકારની સારી સારી વસ્તુઓ મોકલજો.' એ રીતે મને નાનીફ્રને ઘેર પત્ની તરીકે મોકલવામાં આવી; ને રાજાએ મહેલમાંથી મને સોનારૂપાની ને બીજી અનેક ભેટો અપાવી.

"નાનીફ્ર મારી સાથે બહુ સુખમાં રહેવા લાગ્યા, ને તેમણે મહેલમાંથી આવેલી બધી ભેટો સ્વીકારી. અમને એકબીજા પર બહુ જ પ્રેમ હતો. મને દહાડા રહ્યા ત્યારે રાજાને ખબર અપાઈ, ને તેઓ રાજી રાજી થઇ ગયા; અને તેમણે મને સોનારૂપાની ને વસ્ત્રોની ઘણી સારી સારી ભેટો મોકલી. પૂરે મહિને મેં બાળકને જન્મ આપ્યો. એ બાળક તમે અહીં જુઓ છો. તેનું નામ મેરાબ પાડવામાં આવ્યું, ને તેનું નામ 'જીવનગૃહ'ના દફતરમાં નોંધવામાં આવ્યું.

"પછી મારા ભાઇ નાનીફ્ર મેંફીસના કબરસ્તાનમાં ગયા. ત્યાં રાજાઓની કબરો પરનાં લખાણો, 'જીવનગૃહ'ના લેખો, સ્મારકો પર કોતરેલા લેખો વાંચવામાં મશગુલ થઈ ગયા. તે સિવાય બીજું કશું કામ જ ન કરે. એ લખાણો પાછળ એમણે ઘણી મહેનત કરી. ત્યાં નેસીતા કરીને એક પૂજારી હતો. એકવાર નાનીફ્ર મંદિરમાં પૂજા કરવા ગયા ત્યાં આ પૂજારીની પાછળ જઇને દેવમંદિરમાંનાં લખાણો વાંચવા લાગ્યા. પૂજારી એમની હાંસી કરીને હસવા લાગ્યો. નાનીફ્રે તેને કહ્યું: 'તમે મારી સામે જોઇને કેમ હસો છો?' પૂજારી કહે: 'હું તમારી સામે હસતો નહોતો. મને હસવું આવ્યું તે તો તમે નકામાં લખાણો વાંચ્યા કરો છો એ જોઇને. તમારે લખેલું જ વાંચવું હોય તો મારી પાસે આવજો. હું તમને એક જગાએ લઇ જઇશ, ત્યાં થોથે પોતાને હાથે લખેલી ચોપડી છે. એ વાંચીને તમે દેવોની પાસે પહોંચી

જશો. એનાં બે પાનાં વાંચશો કે તરત તમે સ્વર્ગ, પૃથ્વી, પાતાળ, પર્વતો અને સમુદ્ર ઉપર જાદુ ચલાવી શકશો; આકાશનાં પક્ષીઓ ને ધરતી પર પેટે ચાલનારાં પ્રાણીઓ શું કહે છે તે તમે જાણી શકશો; તમે મહાસાગરની માછલીઓને જોઈ શકશો, કેમકે એક દૈવી શક્તિ તેમને મહાસાગરને તળિયેથી ઉપર લઈ આવશે. અને બીજું પાનું વાંચ્યા પછી તમારામાં એવી શક્તિ આવશે કે તમે ભૂતયોનિમાં હશો તોપણ તમે પૃથ્વી પર તમારું જે શરીર હતું તે ફરી ધારણ કરી શકશો. તમે આકાશમાં સૂર્યને સર્વ દેવો અને પૂર્ણ ચંદ્ર સહિત પ્રકાશતો જોશો.'

"નાનીફરે કહ્યું: 'મહારાજાના સમ! આ ચોપડી છે તે જગાએ તમે જો મને લઈ જાઓ તો તમે જે માગો તે આપું.' પૂજારી કહે: 'તમારે એ જગાએ જવું હોય તો તમારે મારી ઉત્તરક્રિયા માટે સો રૂપિયા આપવા પડશે, અને ધનવાન પૂજારીઓને દફનાવે છે એવી રીતે મને દફનાવે એવી ગોઠવણ કરવી પડશે.' નાનીફરે પૂજારીને સો રૂપિયા અપાવ્યા, તેણે જે કંઈ કરાવવાનું કહ્યું તે કરાવ્યું, ને જે માગ્યું તે આપ્યું. પછી પૂજારીએ નાનીફરને કહ્યું: 'કાપટોસ આગળ નદીની વચ્ચોવચ્ચ એક લોઢાની પેટીમાં આ ચોપડી છે. લોઢાની પેટીમાં કાંસાની પેટી છે. કાંસાની પેટીમાં સરુની પેટી છે સરુની પેટીમાં હાથીદાંત ને અબનૂસની પેટી છે. હાથીદાંત ને અબનૂસની પેટીમાં ચાંદીની પેટી છે. ચાંદીની પેટીમાં સોનાની પેટી છે. એ સોનાની પેટીમાં પેલી ચોપડી છે. જે પેટીમાં ચોપડી છે તેની આસપાસ સાપ, વીંછી ને પેટે ચાલનારાં સર્વ પ્રાણીઓ વીંટળાયેલાં છે; અને પેટીની પાસે એક અમર સાપ પડેલો છે.' પૂજારીએ આટલું કહ્યું ત્યાં તો નાનીફરના હર્ષનો પાર રહ્યો નહીં; પોતે પૃથ્વી પર ક્યાં છે તેનું તેને ભાન રહ્યું નહીં.

"મંદિરમાંથી આવીને તેમણે મને બધી વાત કરી, ને કહ્યું: 'હું કૉપટૉસ જઇશ. મારે આ ચોપડી લાવવી જ છે. હું હવે ઉત્તરમાં રહેવાનો નથી.' મેં કહ્યું: 'હું કહું છું તમે ના જશો, કેમકે તમે હાથે કરીને દુઃખ વહોરી લો છો, ને તમે થિબાઈડમાં મને મહાવિપત્તિમાં નાખશો.' તેમને કૉપટૉસ જતા વારવા મેં તેમના શરીર પર હાથ મૂકયો. પણ એ મારું કહેવું કાને ધરે જ શાના? એ તો રાજા પાસે ગયા, ને પેલા પૂજારીએ કહેલી વાત તેમને કહી. રાજાએ પૂછ્યું: 'તારે જોઇએ છે શું?' નાનીફર કહે: 'મને બાદશાહી નાવ બધા સાજ સહિત આપો. હું અહુરા ને એના નાના બાળક મેરાબને લઇ દક્ષિણમાં જઈશ ને વિનાવિલંબે આ ચોપડી લઇ આવીશ.' રાજાએ એમને બધા સાજ સરંજામ સહિત નાવ આપ્યું અમે એમની સાથે બંદરે ગયાં, ને નાવમાં બેસી કૉપટૉસ ગયાં.

"કૉપટૉસમાં આઇસીસના પૂજારીઓ અને આઈસીસના મોટા પૂજારી નાનીફરને મળવાને તરત જ આવ્યા, અને તેમની સ્ત્રીઓ પણ મારી પાસે આવી. અમે આઇસીસના મંદિરમાં ગયાં. નાનીફરે એક બળદ, એક મરઘી, ને થોડોક દારૂ આણ્યો, અને આઈસીસની આગળ પ્રાણીઓનો હોમ કર્યો ને દારૂ દેવીને ચઢાવ્યો. પછી એ લોકો અમને એક સુંદર ઘરમાં લઈ ગયા. ત્યાં બધી જ સારી સારી ચીજો હતી. નાનીફરે ત્યાં ચાર દિવસ ગાળ્યા, ને આઇસીસના પૂજારીઓ સાથે અમનચમન કર્યાં. પૂજારીઓની સ્ત્રીઓએ મારી જોડે મોજમજા કરી.

"પાંચમા દિવસનું સવાર પડયું. નાનીફરે એક પૂજારીને બોલાવ્યો અને એક જાદુઈ ઓરડી બનાવી તેમાં માણસો ને સાધનસામગ્રી ભર્યાં. એને મંતરી, તેમાં જીવ મૂકયો, માણસોમાં પ્રાણ રેડયો, અને ઓરડીને પાણીમાં ડુબાડી. પછી બાદશાહી નાવમાં રેતી ભરી, મારી

વિદાય લીધી, અને બંદરેથી નાવ હંકાર્યું. હું કૉપટૉસમાં નદી પર બેઠી, એમનું શું થાય છે તે જોવાને. એમણે કહ્યું, 'મજૂરો, મારે માટે કામ કરજો; ચોપડી છે એ જગાએ પણ.' મજૂરોએ દિવસ ને રાત મહેનત કરી. અને પેલી જગાએ ત્રણ દિવસમાં પહોંચ્યા એટલે નાનીફ્રરે નાવમાંથી રેતી કઢાવી નાખી, અને નદીમાં રેતીની પાળ કરાવી. પછી જુએ છે તો જે પેટીમાં ચોપડી હતી તેની આસપાસ સાપ, વીંછી ને સર્વ પ્રકારનાં પેટે ચાલનારાં પ્રાણીઓ વીંટળાયેલાં હતાં, અને એક અમર સાપ પેટીની પાસે પડેલો હતો. પેટીની આસપાસ જે સાપ, વીંછી ને સર્વ પ્રકારનાં પ્રકારનાં પેટે ચાલનારાં પ્રાણી હતાં તેને એમણે મંતર માર્યો કે એ બહાર ન આવે. પછી પેલા અમર સાપની પાસે ગયા, તેની સાથે જુદ્ધ કર્યું, ને તેને માર્યો. પણ સાપ ફરી જીવતો થયો ને તેણે નવું રૂપ ધારણ કર્યું. એ ફરી સાપ જોડે બીજીવાર લડ્યા; પણ સાપ ફરી સજીવન થયો ને તેણે ત્રીજું રૂપ લીધું. પછી એમણે એના બે કકડા કર્યા, ને બે કકડાની વચ્ચે રેતી મૂકી, જેથી એ ફરી દેખા ન દે.

પછી નાનીફ્રર પેલી પેટીવાળી જગાએ ગયા. લોઢાની પેટી ઉઘાડી. તેમાં કાંસાની પેટી જોઇ, તે ઉઘાડી. તેમાં સરુના લાકડાની પેટી જોઈ, તે ઉઘાડી. એમાં વળી હાથીદાંત ને અબનૂસની પેટી જોઈ, તે ઉઘાડી. તેમાં ચાંદીની પેટી જોઇ, તે ઉઘાડી. તેમાં સોનાની પેટી જોઈ, તે ઉઘાડી; ને તેમાંથી એમને પેલી ચોપડી જડી. એ ચોપડી એમણે લીધી, ને એમાંથી મંત્રોનું એક પાનુ વાંચ્યું. એમણે સ્વર્ગ, પૃથ્વી, પાતાળ, પર્વતો અને સમુદ્ર એ સર્વ પર જાદુ ચલાવ્યો. આકાશનાં પંખી, સમુદ્રની માછલીઓ, અને પહાડનાં પશુઓ સહુની બોલી તે સમજવા લાગ્યા. મંત્રોનું બીજું પાનું વાંચ્યું, ત્યાં એમને આકાશમાં સર્વ દેવો અને પૂર્ણ ચંદ્ર સહિત પ્રકાશતો સૂર્ય દેખાયો; સાગરમાંની

માછલીઓ દેખાય, કેમકે કોઈ દૈવી શક્તિ એમને પાણીમાંથી ઉપર લઇ આવી હતી. પછી પોતે જે મજૂરોને બંદરથી લઈ ગયેલા તેમને મંતર માર્યો ને કહ્યું: 'મારે માટે મહેનત કરો, ને હું જે જગાએથી આવ્યો ત્યાં મને પાછા લઇ જાઓ.' મજૂરોએ દિવસ ને રાત મહેનત કરી. એમ કરીને હું કોપટોસમાં નદીકાંઠે બેઠી હતી ત્યાં નાનીફર આવ્યા. મેં કશું ખાધુંપીધું નહોતું, કશું જ કર્યું નહોતું, ને હું મડદા જેવી બેસી રહી હતી.

"પછી મેં નાનીફરને કહ્યું: 'જે ચોપડીને માટે તમે આટલી બધી તકલીફ વેઠી છે તે મારે જોવી છે.' તેમણે ચોપડી મારા હાથમાં આપી. મેં એમાંના મંત્રોનું એક પાનું વાંચ્યું એટલે મેં પણ સ્વર્ગ અને પૃથ્વી, પાતાળ, પર્વતો ને સમુદ્ર પર જાદુ ચલાવ્યો. હું પણ આકાશનાં પંખી, સાગરની માછલીઓ, ને પર્વતોનાં પશુઓ એ સહુની બોલી સમજવા લાગી. મેં મંત્રોનું બીજું પાનું વાંચ્યું, ને મને આકાશમાં સર્વ દેવો, પૂર્ણ ચંદ્ર અને તારાઓ સહિત પ્રકાશતો સૂર્ય દેખાવા લાગ્યો. હું સાગરની માછલીઓને જોવા લાગી, કેમકે કોઈ દૈવી શક્તિ તેમને પાણીમાંથી ઉપર લઇ આવી હતી. મને તો લખતાં આવડતું નહોતું. પણ નાનીફર સારા ને વિદ્વાન લેખક હતા, એટલે મેં એમને કહ્યું. તેમણે પેપીરસનો નવો કકડો મંગાવ્યો, અને પેલી ચોપડીમાં હતું તે એના પર લખી કાઢ્યું. પછી એ કકડાને શરાબમાં બોળ્યો, અને તેમાં ધોઈ કાઢ્યો; કેમકે તેમને ખબર હતી કે એ લખાણ ધોઇને તે પાણી પીધું હોય તો લખાણમાં જે કંઈ હોય તે બધું માણસને આવડી જાય.

"અમે એ જ દહાડે કોપટોસ પાછાં આવ્યાં, અને આઇસીસ દેવી આગળ ઉત્સવ કરાવ્યો. પછી અમે બંદરે જઈ નાવ હંકાર્યું; ને કોપટોસની ઉત્તર તરફ ચાલ્યાં. અમે જવા લાગ્યાં ત્યાં નાનીફરે

ચોપડીનું શું શું કર્યું હતું તેની થોથદેવને ખબર પડી ગઇ. થોથ તરત રાને કહેવા ચાલ્યા, ને કહ્યુંઃ 'મારો ચોપડો તો ચાલી ગઇ, ને મેરનેબ રાજાનો દીકરો નાનીફર મારી વિદ્યા જાણી ગયો. તે મારા સ્થાનમાં ભરાઈ ગયો, લૂંટ કરી, મારી પેટી ને તેમાંની ચોપડી લઇ ગયો, ને તેની રક્ષા કરનાર રક્ષકોને તેણે મારી નાખ્યા.' રાએ એમને કહ્યુંઃ 'એ છે તો તારી નજર આગળ. ઉપાડી લે એને ને એનાં સર્વ સગાં સંબંધીઓને.' તેમણે સ્વર્ગમાંથી એક શક્તિને હુકમ આપીને મોકલી કે 'નાનીફર ને એનાં સર્વ સગાંસંબંધીને જીવતાં મેંફીસ જવા દેવાનાં નથી.' એ ઘડી પછી મારો નાનો બાળક મેરાબ બાદશાહી નાવના ચંદરવા તળેથી બહાર નીકળ્યો ત્યાં તો નદીમાં પડી ગયો. તેણે રાને બૂમ પાડી, ને કાંઠા પર ઊભેલા સહુ માણસો ચીસ પાડી ઊઠ્યા. નાનીફર ઓરડાની બહાર ગયા, ને મંત્રપાઠ કર્યો, એટલે મડદું પાણી પર તરી આવ્યું, કેમકે કોઇક દૈવી શક્તિ તેને સપાટી પર લઇ આવી. નાનીફર બીજો મંત્ર ભણ્યા, અને બાળકને શું થયું, અને થોથે રાની આગળ શું કહ્યું, તે બધું બાળકને મોઢે કહેવડાવ્યું.

"શબને લઇ અમે કોપટોસ પાછાં ફર્યાં. એમાં અમે સુગંધી દ્રવ્યો ભરાવ્યાં; અને રાજવંશીને છાજે એવી રીતે કોપટોસના કબરસ્તાનમાં બાળકને દફનાવ્યો.

"પછી મારા ભાઇ નાનીફરે કહ્યુંઃ 'હવે આપણે જલદી પાછાં જઈએ, વિલંબ ન કરીએ, કેમકે મેરાબના મૃત્યુની રાજાને હજુ તો ખબર પડી નથી. એ જાણશે ત્યારે બહુ દુ:ખી થશે.' અમે બંદરે પાછાં ગયાં અને નાવ હંકાર્યું. નાનો બાળક મેરાબ પાણીમાં પડ્યો હતો તે જગાએ અમે આવ્યાં એટલે હું બાદશાહી નાવના ચંદરવાની બહાર નીકળી, ને નદીમાં પડી. નાનીફર ઓરડાની બહાર આવ્યા. તેમણે મંત્રનો પાઠ કર્યો ને મારું શબ ઉપર આણ્યું; એક

દૈવી શક્તિ મને સપાટી પર લઇ આવી. નાનીફરે મને ખેંચી કાઢી, મારા પર મંત્ર ભણ્યા, અને મને શું થયું ને થોથે રાને શું કહ્યું હતું તે બધું મારી પાસે કહેવડાવ્યું. પછી એ મારા શબને લઇ કૉપટૉસ પાછા ફર્યા, તેમાં સુગંધી દ્રવ્યો ભરાવ્યાં, અને રાજવંશીઓને દફનાવે એવી રીતે, મારો નાનો બાળક મેરાબ હતો તે જગાએ, મને કબરમાં દફનાવી.

"પછી એ બંદરે ગયા ને નાવ હંકારી. અમે નદીમાં પડ્યાં હતાં તે જગાએ આવ્યા એટલે એમણે મનમાં કહ્યું: 'હું કૉપટૉસ પાછો જાઉં તો સારું નહીં? મને અહુરા ને મેરાબની જોડે સૂવા તો મળે! નહીં તો હું મેંફીસ જઇશ ને રાજા એમનાં સંતાનોની ખબર પૂછશે ત્યારે હું એમને શો જવાબ દઇશ? એમને શું હું એમ કહીશ કે 'તમારાં બાળકોને હું થિબાઇડમાં લઇ ગયો ને તેમને મારી નાખ્યાં, પણ હું તો જીવતો રહ્યો, ને હું જીવતો જ મેંફીસ પાછો આવ્યો છું'? પછી નાનીફરે પટાવાળું ઝીણું કપડું મંગાવ્યું. તેનો પાટો બનાવ્યો, તેનાથી ચોપડીને સખત બાંધી, ને ચોપડી પોતાને શરીરે બાંધી. પછી તે બાદશાહી નાવના ચંદરવાની બહાર નીકળ્યા ને નદીમાં પડતું મૂક્યું. તેમણે રાને બૂમ પાડી. કાંઠા પર ઊભેલા સહુએ હાહાકાર કરી મૂક્યો, ને કહેવા લાગ્યા: 'હાય હાય! શો ગજબ થઇ ગયો? રાજકુમાર ગયા કે શું? એમની તોલે આવે એવો સારો લેખક ને સમર્થ પુરુષ બીજો કોઇ નથી.'

"બાદશાહી નાવ તો આગળ ચાલ્યું. નાનીફર ક્યાં ગયા તેની કોઇને ખબર ન પડી. નાવ મેંફીસ ગયું, ને માણસોએ રાજાને આખી કથા કહી સંભળાવી. રાજા શોક કરતા કરતા નાવ પર ગયા. રાજ્યના સર્વ સૈનિકો, તા દેવના સર્વ પૂજારીઓ, સર્વ અમલદારો ને દરબારીઓ શોકમાં ગરકાવ થઇ ગયા. રાજાએ નાવ પર જઇને જોયું તો નાનીફરનું

શબ નાવના અંદરના ઓરડામાં હતું. રાજાએ તે ઉપાડી લીધું. પાસે પેલી ચોપડી પણ હતી. રાજાએ કહ્યું: 'કોઈ આ ચોપડી લઈને સંતાડી દો.' રાજાના અમલદારોએ, તો દેવના પૂજારીઓએ, ને તાના મોટા પૂજારીએ રાજાને કહ્યું: 'મહારાજ! સૂરજના જેટલી આપની આવરદા થાઓ! નાનીફ્ર તો સરસ લેખક હતા, ને બહુ જ કુશળ પુરુષ હતા.' પછી રાજાએ એમના શબને સોળ દિવસ મહેલમાં રખાવ્યું, પાંત્રીસમા દિવસ સુધી તેને ઢંકાવી રાખ્યું, સિત્તેરમા દિવસ સુધી તેના પર સર્વ સંસ્કારો કરાવ્યા, ને પછી એમને કબરસ્તાનમાં તેમની કબરમાં દફનાવ્યા.

"આ ચોપડીને લીધે અમારા પર જે વીતક વીત્યું છે તેની આ વાત મેં તમને કહી. હવે તમે એ માગવા આવ્યા છો ને કહો છો કે 'ચોપડી મને આપો.' એના પર તમારો હક નથી. એને માટે તો અમે અમારા જીવ આપ્યા છે."

સેટનાએ અહુરાને કહ્યું: "તમારી ને નાનીફ્રની વચ્ચે જે ચોપડી પડેલી હું જોઉં છું તે મને આપી દો. નહીં આપો તો હું બળજબરીથી તે લઈ જઈશ." પછી નાનીફ્ર તેના આસન પરથી ઊઠયો ને બોલ્યો: "તમે સહન નથી કર્યા તેવા નસીબના આ જે ફટકા અમે સહન કર્યા છે તેને વિષે મારી સ્ત્રીએ તમને કહ્યું. તમે સેટના છો શું? તમે તમારી લેખનકળાને બળે આ ચોપડી લઈ જઈ શકશો? મારી સાથે રમત રમી શકો તો ચાલો બાવન આંકની બાજી રમીએ." સેટના કહે: "હું તૈયાર છું" બાજીનું પાટિયું ને સોગઠાં તેની આગળ મૂકવામાં આવ્યાં. નાનીફ્રે એક રમતમાં સેટના પર જીત મેળવી. પછી મંતર માર્યો, બાજીના પાટિયા વડે પોતાનો બચાવ કર્યો, અને સેટનાને ઘૂંટણ સુધી જમીનમાં ઉતારી દીધો. બીજી રમતમાં બીજીવાર જીત મેળવી, ને સેટનાને કમરપૂર જમીનમાં ઉતારી દીધો. ત્રીજી રમતમાં

પણ એવી જ જીત મેળવી, અને સેટનાને કાન સુધી જમીનમાં ઉતારી દીધો. પછી સેટનાએ હાથ વડે નાનીફરને જોરથી થપ્પડ મારી. પોતાના ભાઇને બોલાવ્યો ને તેને કહ્યું: "તું જલદી જલદી પૃથ્વી પર જા. મારા જે હાલ થયા છે તેની વાત રાજાને કર. મારા પિતા તાનું તાવીજ અને મારી જાદુની ચોપડીઓ લઈ આવ."

નાનો ભાઇ સાસભર્યો પૃથ્વી પર ગયો ને રાજાને સેટનાની બધી વાત કરી. રાજાએ કહ્યું: "એના પિતા તાનું તાવીજ ને એની જાદુની ચોપડીઓ એની પાસે લઇ જા." નાનો ભાઈ એ લઈ તરત જ કબરમાં પાછો ફર્યો, ને તાવીજ સેટનાને પહેરાવ્યું એટલે તે તરત જ કૂદીને જમીનમાંથી બહાર નીકળ્યો. તેણે હાથ લાંબો કરીને પેલી ચોપડી લઇ લીધી. પછી તે કબરમાંથી ચાલ્યો એટલે તેની આગળ અજવાળું ફેલાઇ ગયું. અહુરા રડી પડી. તેણે કહ્યું: "જય હો તિમિર-પતિનો! સ્વાગત હો પ્રકાશપતિને! આ કબરમાંથી સર્વ શક્તિ હવે ચાલી ગઇ." પણ નાનીફરે અહુરાને કહ્યું: "તું મનમાં દુઃખ ન પામીશ. એ હાથમાં કડિયાળી લાકડી ને માથે સગડી લઇને ચોપડી પાછી આપી જાય એવું હું ન કરું તો મારું નામ નાનીફર નહિ." સેટના કબરમાંથી બહાર નીકળી ચાલ્યો ગયો, ને તેની પાછળ કબર અગાઉ હતી તેમ બંધ થઈ ગઈ.

પછી સેટનાએ રાજાની પાસે જઇ બધી વાત કહી. રાજાએ એને કહ્યું: "તું જો ડાહ્યો હોય તો ચોપડી નાનીફરની કબરમાં પાછી લઇ જા. નહીં તો તારે હાથમાં કડિયાળી લાકડી ને માથે સગડી લઈને તે પાછી મૂકી આવવી પડે એવું એ કરશે." સેટનાએ રાજાનું કહ્યું ન માન્યું. ચોપડી ઉઘાડીને તે દરેક જણ આગળ વાંચી બતાવવા સિવાય ધરતી પર તેને કશું કામ જ રહ્યું નહીં.

[પછી આ વાર્તામાં એમ આવે છે કે સેટના તાના મંદિરના

પ્રાંગણમાં ફરતો હતો ત્યાં તેને એક પૂજારીની તબુબુઆ નામની મોહક છોકરી મળી. સેટના એના પર પ્રેમ બતાવવા ગયો તેને પહેલાં તો એણે ધુતકારી કાઢયો. પછી ધીરેધીરે એને મોહપાશમાં નાખી તેની પાસે સર્વ સંપત્તિનો ત્યાગ કરાવ્યો, ને પોતાનાં બાળકોની હત્યા કરાવી. છેવટે તે ચીસ પાડીને અલોપ થઈ ગઈ, ને સેટનાને શરીર ઢાંકવાનું વસ્ત્ર પણ રહ્યું નહીં. પછી સેટનાને ખબર પડી કે એ તો માત્ર સ્વપ્નું હતું ને તેનાં બાળકો તો જીવતાં હતાં. પણ સેટનાનો ગર્વ ઊતર્યો, ને તેણે પેલી ચોપડી નાનીફરને પાછી આપી આવવાની હા પાડી. ]

સેટના હાથમાં કડિયાળી લાકડી ને માથે બળતી સગડી લઈને નીકળ્યો ને નાનીફરની કબરમાં ગયો. અહુરાએ તેને કહ્યું: "તમે જીવતા પાછા આવ્યા એ તો દેવનો પાડ માનો." નાનીફરે હસીને કહ્યું: "આ તો મેં તને પહેલાં કહી નહોતી તે વાળી વાત છે." સેટનાએ નાનીફરની પ્રશંસા કરી એટલે આખી કબર ઝાકઝમાળ થઇ રહી. અહુરા ને નાનીફરે સેટનાને બહુ વિનવણી કરી. સેટનાએ કહ્યું: "તમે મારી પાસે કંઇ ખોટું કામ કરાવવા માગો છો?" નાનીફર કહે: "સેટના, તમને ખબર છે કે અહુરા ને તેનો બાળક મેરાબ કોપટોસમાં પડયાં છે. તમારી લેખનકળા વડે એમને આ કબરમાં લઇ આવો. એટલી તકલીફ લઇને એમને લેવા કોપટોસ જાઓ." પછી સેટના કબરમાંથી નીકળી રાજા પાસે ગયો ને નાનીફરે કરેલી વાત તેને કહી.

રાજા કહે: "સેટના, જા કોપટોસ, અને અહુરા ને મેરાબને લઈ આવ." સેટના કહે: "મને બાદશાહી નાવ સજ્જ કરાવી આપો." રાજાએ એને નાવ આપી; તે લઇને તે બંદરમાંથી નીકળ્યો ને ક્યાંયે અટકયા વિના હંકારી કોપટોસ આવી પહોંચ્યો.

કૉપટૉસમાં આઇસીસના પૂજારીઓને અને આઇસીસના મોટા મહંતને જાણ થઈ. તેઓ સેટનાને લેવા આવ્યા, ને પોતાના હાથનો ટેકો આપી તેને કિનારે લઇ ગયા. તે એમની સાથે દેવીના મંદિરમાં ગયો. તેણે દેવીને એક બળદ, એક મરઘી ને શરાબનો ભોગ ધરાવ્યો. પછી પૂજારીઓને લઇ કબરસ્તાનમાં ગયો. માણસોએ ત્રણ દિવસ ને ત્રણ રાત જમીન ખોદી; કબરસ્તાનની બધી કબરો તપાસી; તેના પર કોતરેલા સર્વ લેખો વાંચ્યા. પણ તેમને અહુરા ને મેરાબની કબરો જડી નહીં.

પણ નાનીફરે જોયું કે અહુરા ને તેના બાળક મેરાબની કબરો જડતી નથી, એટલે તેણે વયોવૃદ્ધ ને આદરપાત્ર પુરુષનું રૂપ લીધું, ને સેટનાની પાસે આવ્યો. સેટનાએ એને જોઈ કહ્યું: "તમે બહુ વૃદ્ધ લાગો છો. અહુરા ને મેરાબની કબરો ક્યાં છે એની તમને ખબર છે ખરી ?" વૃદ્ધ કહ્યું: "મારા વડવાએ મારા દાદાને કહેલું, ને મારા દાદાએ મારા બાપાજીને કહેલું, કે અહુરા ને તેના બાળક મેરાબની કબર પેલેમાટો (?) ગામની દક્ષિણે એક ટેકરામાં છે." સેટના કહે: "તમે અમને એ ગામ લઇ જશો ? અમે આ કબરો શોધી કાઢવા માટે એ ગામને ખોદવું પડે તો ખોદી નાખીશું." પેલો વૃદ્ધ કહે: "મારા જેવાની વાત માનીને કોઇ ગામનો તે નાશ કરાતો હશે કે ? પણ ગામને દક્ષિણ ખૂણે આ કબરો ન મળે તો મારું નામ નહીં." સેટનાના માણસોએ વૃદ્ધના કહેવા પ્રમાણે કર્યું, તો પેલી કબરો જડી આવી. સેટનાએ માદીકરાનાં શબને રાજવંશીઓના જેવું માન આપીને બાદશાહી નાવમાં મૂક્યાં. પછી નાનીફરે સેટનાને પોતાની ખરી ઓળખાણ આપી, ને કહ્યું કે "તમને આ કબરો જડે એટલા માટે જ હું કૉપટૉસ આવ્યો હતો."

પછી સેટનાએ બાદશાહી નાવમાં બેસી ક્યાંયે અટક્યા વિના નાવ હંકારી, અને પોતાની સાથેના સર્વ સૈનિકો સહિત મેંફીસ જઈ પહોંચ્યો. રાજાને ખબર પહોંચી એટલે તે નાવ પર આવ્યો. શબને માન આપ્યું, નાનીફર જે કબરમાં હતો તેમાં તેમને પહોંચાડ્યાં, અને પછી કબર પરની જમીન સરખી કરી નાખી.

૨૯

## ભાંગેલા વહાણની વાર્તા

......પછી નાવિકે (તેના માલિકને) કહ્યું: "હવે મારા વીતકની વાત કહું. હું પેરોની ખાણો તરફ જતો હતો. ૧૫૦ હાથ લાંબા ને ૪૦ હાથ પહોળા વહાણમાં બેસીને હું દરિયામાં ઊતર્યો. વહાણ પર મિસરના સારામાં સારા ૧૫૦ નાવિકો હતા. તેમણે સ્વર્ગ અને પૃથ્વી જોયાં હતાં, અને તેમનાં હૈયાં સિંહના કરતાં વધારે મજબૂત હતાં. તેમણે કહ્યું હતું કે પવન છૂટશે જ નહીં, ને છૂટશે તોયે સામો પવન તો નહીં જ વાય. પણ અમે જમીનની નજીક પહોંચવાના થયા ત્યાં પવન છૂટયો, અને મોજાં આડઆઠ હાથ ઊંચાં ઊછળવા લાગ્યાં. મેં તો એક લાકડાનો કકડો પકડી લીધો. પણ જે માણસો વહાણમાં હતા તે ડૂબી ગયા. એકે જણ જીવતો રહ્યો નહીં. એક મોજાએ મને એક ટાપુ પર ફેંકી દીધો. ત્યારપછી ત્રણ દિવસ હું એકલો રહ્યો. મને મનગમતો કોઈ સોબતી મારી સાથે ન હતો. હું એક ઝાડીમાં પડી રહ્યો. તેની છાયાએ મને ઢાંકી રાખ્યો. પછી મેં મોઢામાં નાખવાનું કંઈક મેળવવા માટે હાથપગ હલાવ્યા. મને અંજીર અને દ્રાક્ષ, જાતજાતના સરસ છોડ, ફળ, દાણા, જાતજાતનાં તરબૂચ, માછલી ને

પક્ષીઓ મળી ગયાં. કશાની ખોટ નહોતી. મેં પેટ ભરી લીધું; ને હાથમાં લેવાય એટલું લઇ લીધા પછી બાકી રહ્યું તે ભોંય પર રહેવા દીધું. પછી મેં ખાડો ખોદ્યો, દેવતા સળગાવ્યો, ને હોમ કરીને દેવતાઓને ભોગ ધરાવ્યો.

"એકાએક મેઘગર્જના જેવો અવાજ મારે કાને પડ્યો. મને લાગ્યું કે દરિયાના મોજાનો અવાજ હશે. ઝાડો હાલી ગયાં, ને ધરતી કંપી ઊઠી. મ મોઢા પરથી ઓઢેલું ખસેડીને જોયું તો એક નાગ પાસે આવતો દેખાયો. તે ત્રીસ હાથ લાંબો હતો, ને તેની દાઢી બે હાથથી વધારે લાંબી હતી. તેનું શરીર સોને મઢેલું હતું, ને તેનો રંગ સાચા લીલમના જેવો હતો. તે મારી આગળ ગૂંચળું વળીને થંભી ગયો.

"હું એની સામે ઊંધે મોઢે સૂઈ ગયો, એટલે એણે મોઢું ઉઘાડ્યું, ને મને કહ્યું: 'તું શા માટે આવ્યો છે? શા માટે આવ્યો છે? હે અલ્પ માનવી, તું શા માટે આવ્યો છે? તું આ ટાપુ પર શા માટે આવ્યો છે તે જો જલદી નહીં બોલી દે તો હું તને દેખાડી દઇશ. તારા આવતા પહેલાં મેં ન સાંભળી હોય કે ન જાણી હોય એવી કંઇક વાત જો તું મને નહીં કહે તો તું બળીને ભસ્મ થઈ જઈશ.'

"પછી તેણે મને મોઢામાં ઘાલ્યો, પોતાના વિશ્રાંતિસ્થાનમાં લઇ ગયો, ને મને કશી ઈજા કર્યા વિના સુવાડ્યો. હું સાજોસમો હતો, ને મારો વાળ પણ વાંકો થયો ન હતો. પછી હું એની સામે ઊંધે મોઢે સૂતો હતો ત્યાં તેણે મારી સામે મોઢું ઉઘાડ્યું ને કહ્યું: 'તું શા માટે આવ્યો છે? શા માટે આવ્યો છે? હે અલ્પ માનવી, આ ટાપુ જે સમુદ્રમાં છે ને જેના કાંઠા સમુદ્રનાં મોજાંની મધ્યમાં છે ત્યાં તું શા માટે આવ્યો છે?'

"પછી મેં એને જવાબ દીધો, ને એની સામે મારા હાથ નીચા રાખીને મેં એને કહ્યું: 'હું મહારાજાની આજ્ઞાથી વહાણમાં બેસીને ખાણોએ જવા નીકળ્યો હતો. વહાણની લંબાઇ ૧૫૦ હાથ

હતી, પહોળાઇ ૪૦ હાથ હતી. મિસરના સારામાં સારા ૧૫૦ નાવિકો તેના પર હતા. તેમણે સ્વર્ગ ને પૃથ્વી જોયાં હતાં, ને તેમનાં હૈયાં સિંહના કરતાં વધારે મજબૂત હતાં. તેમણે કહેલું કે પવન છૂટશે નહીં, ને છૂટશે તોયે સામો તો નહીં જ વાય. દરેક જણ હૃદયના શાણપણમાં ને બાહુબળમાં તેના સાથીના કરતાં ચડે એવો હતો; ને હું એમાંના કોઇથી ઊતરું એમ ન હતું. અમે દરિયામાં હતા ત્યાં વાવાઝોડું થયું. અમે કાંઠે પહોંચવા ન પામ્યા ત્યાં તો પવન ઘણો જ સખત વાવા લાગ્યો, ને મોજાં આઠ આઠ હાથ ઊંચાં ઊછળવા લાગ્યાં. મેં તો એક લાકડાનો કકડો ઊચકી લીધો. પણ જે માણસો વહાણમાં હતા તે બધા મરી ગયા, ને ત્રણ દિવસ સુધી મારી સાથે કોઇ રહ્યું નહીં. હવે તમે મને તમારી સામે જુઓ છો, કેમકે દરિયાનું મોજું મને આ ટાપુ પર લઇ આવ્યું છે.'

"પછી એણે મને કહ્યું: 'ડરીશ નહીં, ડરીશ નહીં, હે અલ્પ માનવી. ચહેરો ગમગીન કરીશ નહીં. તું મારી પાસે આવ્યો છે એટલે ઇશ્વરે જ તને જીવતો રહેવા દીધો છે. કેમકે એ જ તને આ સુખિયાઓના ટાપુ પર લાવ્યો છે. અહીં કશાની ખોટ નથી, ને અહીં સર્વ સારી વસ્તુઓના ભંડાર ભરેલા છે. હવે જો, એક પછી એક એમ ચાર મહિના તારે આ ટાપુ પર રહેવું પડશે. પછી તારા દેશમાંથી નાવિકોવાળું એક વહાણ આવશે. તેમની સાથે તું અહીંથી જશે ને તારે દેશ પહોંચશે, ને તારું મોત તારા પોતાના ગામમાં જ થશે.

"'વાર્તાલાપ આનંદદાયક હોય છે, ને જે કોઇ એનો આસ્વાદ લે છે તે પોતાનું દુઃખ ભૂલી જાય છે. તેથી આ ટાપુમાં શું શું છે તે હું તને કહું. હું અહીં મારા ભાઇઓ ને મારાં બાળકો સાથે વસું છું. અમે બાળકો ને સગાંસંબંધી મળીને પંચોતેર નાગ છીએ. એક નાની છોકરી મારી પાસે અકસ્માતથી આવી ગઇ હતી; તેના પર સ્વર્ગનો

અગ્નિ પડ્યો, ને તેને બાળીને ભસ્મ કરી નાખી — એ છોકરીને હું ગણતરીમાં લેતો નથી.

" 'તું જો બળવાન હશે, ને તારું હૃદય ધીરજથી રાહ જોશે તો તું તારાં બાળકોને છાતી સરસાં ચાંપી શકીશ ને સ્ત્રીને ભેટી શકીશ. તું તારા ભર્યાભાદર્યા ઘરમાં પાછો જઈ શકીશ. તું સ્વદેશનાં દર્શન કરી શકીશ, ને તારાં સગાંસંબંધીની જોડે રહી શકીશ.'

" પછી મેં નીચા નમીને એને વંદન કર્યું, ને એની સામેની ભૂમિને સ્પર્શ કર્યો. મેં કહ્યું: 'મેં તમને અગાઉ કહ્યું છે તે યાદ રાખજો. હું પેરોને તમારે વિષે વાત કરીશ. તમારા મહિમાની એમને જાણ કરીશ. તમારે માટે પવિત્ર તેલો ને અત્તરો લાવીશ, ને મંદિરોમાં સર્વ દેવોની આગળ જે ધૂપ થાય છે તે પણ લાવીશ. વળી (એમને પ્રતાપે) હું અત્યારે મારી નજર આગળ જે દેખાવ જોઇ રહ્યો છું તેની પણ વાત કરીશ, અને આખા દેશ આગળ તમારી પ્રશંસા કરાવીશ. તમારે કાજે યજ્ઞમાં ગધેડા વધેરીશ, પંખીઓ મારીને તમને ચડાવીશ, અને મિસરની સર્વ પ્રકારની ઉત્તમ વસ્તુઓથી ભરેલાં વહાણો તમારી પાસે લાવીશ. જે દેવ દૂરના દેશમાં મનુષ્યોના મિત્ર છે અને જેમને વિષે મનુષ્યો જાણતા નથી તેમની પ્રીત્યર્થે આટલું કરવું ઉચિત છે.'

" મારાં વચન સાંભળીને એ સહેજ હસ્યો, કેમકે એના મનમાં કંઇક વિચાર ચાલતો હતો. તેણે મને કહ્યું: 'તારી પાસે સારાં સારાં અત્તરો તો નથી. તારી પાસે જે કંઇ છે તે તો મામૂલી અત્તરો છે. હું પોતે તો પુંત દેશનો રાજા છું, ને મારી પાસે અત્તરો છે. માત્ર જે તેલ તું લાવીશ એમ કહે છે તે આ ટાપુમાં સહેજે મળતું નથી. પણ તું અહીંથી જઇશ તે પછી તું કદી આ ટાપુને જોઇ શકવાનો નથી; કેમકે તે ટાપુ બદલાઈ જઇને દરિયાનાં મોજાં બની જશે.'

"પછી જ્યારે એણે કહેલું તે પ્રમાણે વહાણ નજીક આવ્યું એટલે, તેમાં કોણ કોણ છે તે જોવા માટે, હું એક ઊંચા ઝાડ પર ચડી ગયો. મેં આવીને એને આ વાત કહી; પણ એને તો ક્યારની એની ખબર હતી. એણે મને કહ્યું: 'આવજે, આવજે; જા તારે ઘેર, હે અલ્પ માનવી, ને તારાં બાળકોને મળ. તારા ગામમાં તારી નામના થાઓ. એ મારા તને આશીર્વાદ છે.'

"પછી હું તેને પગે લાગ્યો, તેની આગળ નીચા નમીને હાથ જોડ્યા. તેણે મને મોંઘામૂલાં અત્તરો, તજ, સ્વાદિષ્ટ વનસ્પતિઓ, આંજણ, સરુ, પુષ્કળ ધૂપ, હાથીદાંત, નાનાં મોટાં વાંદરાં, ને સર્વ પ્રકારની કીમતી ચીજો ભેટમાં આપી. મેં એ બધી ચીજો આવેલા વહાણમાં ચઢાવી, અને નીચા નમી તે નાગને માટે ઈશ્વરની પ્રાર્થના કરી.

"પછી એણે મને કહ્યું: 'જો, તું બે મહિનામાં તારે દેશ પહોંચીશ, તારાં બાળકોને છાતીસરસાં ચાંપીશ, અને તારી કબરમાં વિશ્રાંતિ પામીશ.' આ પછી હું કિનારે વહાણ પર ગયો, અને ત્યાં જે નાવિકો હતા તેમને બોલાવ્યા. પછી કિનારા પર મેં આ ટાપુના અને તેના નિવાસીઓના સ્વામીની પૂજા કરી.

"પાછા ફરતાં જ્યારે આપણે, નાગે કહ્યું છે તેમ, બીજે મહિને પેરોને ઘેર પહોંચીશું ત્યારે મહેલ આગળ જઈશું. હું અંદર પેરોની પાસે જઈશ. પેલા ટાપુમાંથી દેશમાં જે ભેટો હું લાવ્યો છું તે લઇ જઈશ. એટલે રાજા આખા દેશની સમક્ષ મારો આભાર માનશે. હવે મને એક અનુચર આપો, અને મને રાજાના દરબારીઓ પાસે લઈ જાઓ. મારી સામે નજર નાખો. મારી પ્રાર્થના સાંભળો, કેમકે લોકોની વાત સાંભળવી એ સારું હોય છે. મને કહેવામાં આવેલું: 'તું જ્ઞાની માણસ થઇશ તો તને માન મળશે.' અને હું ખરેખર એવો બન્યો છું."

## ૩૦

## ખેડૂતનો ન્યાય

સેખેત હેમાત — એટલે ખારા પાટ — માં સેખતી નામનો એક ખેડૂત, તેનાં બૈરીછોકરાં, ગધેડાં ને કૂતરાં સાથે રહેતો હતો. તે ખારા પાટની સર્વ સારી ચીજો દક્ષિણના પ્રાંતમાં મોકલવાનો ધંધો કરતો. એકવાર તે બરુ, ખારો, મીઠું, લાકડું, પથરા ને બિયાં વગેરેનો સંગ્રહ લઈને દક્ષિણ દિશામાં જવા નીકળ્યો. હેમાતની ઉત્તરે એક ગામમાં આવ્યો ત્યાં તેણે પાળ પર એક માણસને ઊભેલો જોયો. તે વહીવટદાર હતો. તેનું નામ હેમતી હતું, ને તે પ્રધાન મેરૂઇતેનસાનો નોકર હતો. સેખતીનાં ગધેડાં જોતાંવંત હેમતીને ગમી ગયો, ને તેણે મનમાં કહ્યું: "કોઈ ભલા દેવ મને સેખતીનો માલ ચોરી લેવાની શક્તિ આપે તો કેવું સારું !"

હેમતીનું ઘર નહેરની પાળ પાસે હતું. પાળ પર થઈને જવાનો રસ્તો પહોળો નહીં પણ સાંકડો, કમરબંધના જેટલો પહોળો, હતો. એની એક બાજુ પાણી હતું, ને બીજી બાજુ હેમતીનું ખેતર હતું. હેમતીએ નોકરને કહ્યું: "અલ્યા, જલદી કર તો. ઘેરથી મારે માટે શાલ લઈ આવ." નોકર તરત જ શાલ લઇ આવ્યો. હેમતીએ શાલ

રસ્તા પર પાથરી દીધી; તેનો એક છેડો પાણી પર ને બીજો ખેતરના અનાજ પર રહ્યો.

રસ્તો સરિયામ હતો. સેખતી એ રસ્તે આવ્યો એટલે હેમતીએ કહ્યું: "જોજે, સેખતી, મારી શાલ પર પગ ન મૂકીશ." સેખતી કહે: "ભલે, હું જાળવીને જઈશ." તે બાજુ પર થઈને ચાલ્યો. ત્યાં તો હેમતી બોલી ઊઠ્યો: "કેમ, રસ્તા પર થઈને જવાને બદલે મારા અનાજ પર થઈને જાય છે કે?" સેખતી કહે: "હું જાળવીને જાઉં છું. આ ઊંચા ખેતરમાં થઈને હું મારી મરજીથી નથી જતો. તમે રસ્તા પર કપડું નાખીને રસ્તો બંધ કરી દીધો છે. અને રસ્તાની બાજુએ થઈને પણ તમે મને ન ચાલવા દો?" એટલામાં તેના એક ગધેડાએ અનાજમાં મોં ઘાલ્યું. હેમતી કહે: "લે જો. તારે ગધેડે મારું અનાજ ખાધું માટે એ ગધેડું હું લઈ જઈશ. મારું જેટલું નુકસાન થયું છે તેટલા પૈસા તારે આપવા પડશે." સેખતી કહે: "હું તો બહુ સંભાળીને જાઉં છું. રસ્તો એક જ હતો, તે તમે બંધ કરી દીધો. તેથી મેં વાડવાળી જમીન પાસે થઈને ગધેડાં લીધાં. ગધેડે અનાજમાં સહેજ મોઢું ઘાલ્યું એટલામાં તમે ગધેડું લઈ લો છો? વળી આ ખેતર કોનું છે તે હું જાણું છું. એ તો પ્રધાનજીનું છે. તેઓ આખા દેશના લૂંટારુને દંડે છે. ને એમના જ રાજ્યમાં મારો માલ લૂંટાશે?"

હેમતી કહે: "તમે જેનું નામ દીધું તે પ્રધાન હું જ છું." કહીને તેણે એક લીલા ઝાડની સોટી લીધી ને સેખતીને ફટકાર્યો, તેનાં ગધેડાં આંચકી લીધાં, ને તેને ચરાની જગામાં હાંકી મૂક્યાં. સેખતી દુઃખનો માર્યો રોવા લાગ્યો. હેમતી બોલ્યો: "ઊંચે સાદે રડ નહીં, સેખતી; નહીં તો તને મૈનાસુર પાસે મોકલી દઈશ." સેખતી કહે: "તમે મને મારો છો, મારો માલ ચોરી લો છો, ને

હવે મારો અવાજ પણ લઈ લેવા માગો છો, હે મૈનાસુર? તમે મારો માલ પાછો આપશો તો હું રડતો બંધ થઇશ."

સેખતી દિવસ આખો હેમતીને કાલાવાલા કરતો ઊભો રહ્યો, પણ પેલાએ એની વાત કાને ધરી નહીં. સેખતી પ્રધાન મેરૂઇતેનસા આગળ ફરિયાદ કરવા ખેનેનસુતેન જવા નીકળ્યો. તે ગયો તે વખતે પ્રધાન હોડીમાં બેસી ન્યાયમંદિરે જવા માટે ઘરના બારણામાંથી નીકળતો હતો. સેખતી બોલ્યો: "પ્રધાનજી, જરા આમ ફરો તો હું આ વાત કહીને આપના દિલને રાજી કરું. અત્યારે આપના કોઈ અનુચરને મારી પાસે મોકલો, તો હું તેને આ બધી વાત કહીને આપની પાસે મોકલું." પ્રધાને એક અનુચરને સીધો તેની પાસે મોકલ્યો, ને સેખતીએ એને આખી વાત કહી સંભળાવી. પછી પ્રધાન મેરૂઇતેનસાએ તેની જોડે બેઠેલા ઉમરાવો આગળ હેમતી પર આરોપ મૂકયો. તેમણે કહ્યું: "આપની રજા હોય તો, અમારું કહેવું એમ છે કે આપના આ સેખતીએ કોઈ સાક્ષી લાવવો જોઈએ. આપણો એવો ધારો છે. તો પછી આ હેમતીને ચપટી ખારો ને ચપટી મીઠું લેવા માટે માર મારવો એ યોગ્ય ગણાય. એના પૈસા ભરી દેવાનો હુકમ એને થશે તો એ પૈસા ભરી દેશે." પણ પ્રધાન કંઈ બોલ્યો નહીં. તે ઉમરાવોને કંઈ જવાબ આપવા નહોતો માગતો; તેને તો સેખતીને જવાબ દેવો હતો.

પછી સેખતી પ્રધાનની આગળ ફરિયાદ કરવાને આવ્યો. તેણે કહ્યું:

"હે પ્રધાનજી, હે મહાનુભાવ, હે ગરીબપરવર,

"આપ જ્યારે સત્યના સરોવર પર હોડી હંકારો ત્યારે આપને અનુકૂળ વાયુ મળી જાઓ; ને આપનો સઢ ઢીલો ન ફફડો. આપની ઓરડીમાં વિલાપ ન થાઓ; વિપત્તિ આપનો પીછો ન પકડો. આપના

સઢના બંધ તૂટી ન જાઓ; આપની હોડી ખરાબે ચડી ન જાઓ. પાણીનું મોજું આપને ન પકડો; નદીનો મેલ આપને મુખે ન અડો; ને આપને ભયનું મુખ ન જોવું પડો.

"માછલીઓ નાસી ન છૂટતાં આપના હાથમાં આવી જાઓ; આપના હાથ હૃષ્ટપુષ્ટ જળકુકડીને પહોંચો; કેમકે આપ અનાથ બાળકના પિતા છો, વિધવાના પતિ છો, અસહાયઓના ભાઇ છો, નમાયાંનું શિરચ્છત્ર છો. આપ સર્વગુણસંપન્ન હોઇ આપનું નામ મને આ દેશમાં ફેલાવવા દો. આપ નિર્લોભી માર્ગદર્શક છો; પામરતા વિનાના મહાપુરુષ છો.

"આપ છળકપટનો નાશ કરો છો; ન્યાયને ઉત્તેજન આપો છો; ધા સાંભળીને ચાલ્યા આવો છો, ને (દુઃખીને) બોલવા દો છો.

"મારી વાત મને કહેવા દો; આપ તે કાને ધરો ને ન્યાય આપો! હે ગુણીજન! જેમની (જગતમાં) પ્રશંસા થાય છે તેઓ પણ આપની સ્તુતિ કરે છે.

"આપ જુલમને નાબૂદ કરો. મારી સામે જુઓ. મારા પર કેર વર્ત્યો છે. મને ઠગીને લૂંટી લીધો છે. મને ન્યાય આપો."

આ વેળા મિસર દેશમાં મહારાજા નેબકાનરા રાજ્ય કરતા હતા. પ્રધાન મેરૂઇતેનસા સીધો રાજા પાસે ગયો ને કહ્યું: "મહારાજ, એક ખેડૂત મારી પાસે આવ્યો છે. તેનું વાણીચાતુર્ય ખરેખર અદ્ભુત છે. તેનો માલ ચોરાઈ ગયો છે, તેની ફરિયાદ કરવા એ મારી પાસે આવ્યો છે."

રાજા કહે: "એનું ચાતુર્ય મારે જોવું એમ તમે ઇચ્છો છો, એટલે એની ફરિયાદ લંબાવા દો. એના એકે ભાષણનો જવાબ ન આપશો. એની પાસે વધારે બોલાવવું હોય તો તમારે મૌન રાખવું પડશે. એ જે ભાષણ કરે તે લખાવી લેજો ને મારી પાસે

લાવજો. હું તે સાંભળીશ. પણ એનાં બૈરીછોકરાંને માટે કંઇક જોગવાઈ કરજો; અને એને પોતાને માટે પણ અહીં રોટલાપાણીનો બંદોબસ્ત કરજો. કોકની પાસે એને ખાવાનું અપાવજો. તે તમારી તરફથી અપાય છે એમ એને ખબર ન પડવા દેશો."

સેખતીને રોજ ચાર રોટલા ને દારૂનાં બે માપ મળવા લાગ્યાં. પ્રધાન તેના એક મિત્રને પહોંચાડતો ને તે મિત્ર સેખતીને પહોંચાડતો. તે ઉપરાંત પ્રધાને સેખેત હેમાતના સૂબાને કહેવડાવ્યું કે તેણે સેખતીની સ્ત્રીને માટે ખાવાપીવાની જોગવાઇ કરવી ને રોજ ત્રણ માપ જેટલા દાણા આપવા.

પછી સેખતી પ્રધાન પાસે બીજીવાર આવ્યો; ત્રીજીવાર આવ્યો. પ્રધાને સેખતીને પકડી માર મારવાને માટે બે અનુચરોને મોકલ્યા. પણ એ તો ફરીવાર પ્રધાન પાસે આવ્યો. એમ એણે છ ફેરા ખાધા. (દરેક વખતે તે પ્રધાનની આગળ ભાષણ આપતો. એમાંનું એક નીચે આપ્યું છે.)

"હે પ્રધાનજી, આપ છળકપટનો નાશ કરો છો ને ન્યાયને ઉત્તેજન આપો છો. દરેક સારી વસ્તુને પ્રોત્સાહન આપો છો, ને દરેક બૂરી વસ્તુને કચડી નાખો છો. જેમ રિદ્ધિસિદ્ધિ આવી દુકાળને દૂર કરે છે, જેમ વસ્ત્ર નગ્નતાને ઢાંકે છે, જેમ વાવાઝોડા પછીનું શુભ્ર આકાશ કકડતાને હૂંફ આપે છે, જેમ અગ્નિ કાચા અનાજને રાંધી આપે છે, જેમ પાણી તરસને છિપાવે છે, તેમ આપ મારી દુર્દશા સામે નિગાહ કરો; આપ લોભ ન કરો, પણ મને ચૂક્યા વિના સંતોષ આપો; ન્યાય કરો, અન્યાય કરશો નહીં."

છતાં મેરૂઇતેનસાએ તેની ફરિયાદ સાંભળી નહીં. તોયે સેખતી તો આવ્યો, ફરી આવ્યો; એમ એણે નવ ધક્કા ખાધા. પછી પ્રધાને સેખતીને બોલાવી મંગાવવા બે અનુચરોને મોકલ્યા. સેખતીને બીક

લાગી કે હવે પહેલાંના જેવો માર પડવાનો. પણ પ્રધાને એને કહ્યું: "તું બીશ નહીં, સેખતી. તેં જે અનેક ભાષણો કર્યા છે તે સાંભળીને મહારાજા બહુ ખુશ થયા છે. અને જેમ હું રોટી ખાઉં છું ને પાણી પીઉં છું તેમ સમ ખાઈને કહું છું કે તારું નામ અનંત કાળ લગી યાદ રહેશે. વળી તું તારી ફરિયાદોનો નિકાલ સાંભળીશ ત્યારે તને સંતોષ થશે." તેણે સેખતીની પાસે પૅપીરસના ચોખ્ખા કાગળ પર તેની બધી ફરિયાદો (તેણે આપેલાં ભાષણો) લખાવી, અને તે મહારાજા નેબકાનરાની પાસે મોકલી આપી. રાજાને તે ઘણી જ ગમી ગઇ. પણ તેમણે મેરૂઇતેનસાને કહ્યું: "આનો ન્યાય તમે પોતે જ કરો; મારે નથી કરવો."

પ્રધાને તેના બે અનુચરોને સેખાત હેમાત મોકલ્યા ને સેખતીની ઘરવખરીની યાદી મંગાવી. તેને ત્યાં ૭ માણસો, બળદ, બકરા, ઘઉં, જવ, ગધેડાં ને કૂતરાં હતાં તે યાદીમાં લખાયાં. તે ઉપરાંત હેમતીની પાસે જે કંઈ હતું તે — તેની સર્વ મિલકત ને તેના સર્વ નોકર ચાકર બધું — સેખતીને અપાવ્યું. સેખતી રાજાને સર્વ વહીવટદારો કરતાં અધિક માનીતો થઈ પડ્યો; ને તેણે પોતાના સર્વ પરિવાર સહિત રાજાને ત્યાંનાં સર્વ સુખો ભોગવ્યાં.

## ૩૧

# રાજા રામીસીસનો કીર્તિલેખ

[મિસરના રાજાઓની લાંબી હારમાળામાં રામીસીસ બીજો એક અગ્રગણ્ય, પરાક્રમી ને કીર્તિમાન રાજા થઈ ગયો. ઇ. સ. પૂર્વે ૧૨૯૫-૧૨૨૯, અને કેટલાકના મત પ્રમાણે ઈ. સ. પૂર્વે ૧૩૦૦-૧૨૩૩, એ તેનો રાજ્યકાળ હતો. બીજા કોઇ રાજાના કરતાં વધારે મંદિરો તેણે બંધાવ્યાં ને સ્મારકો ઊભાં કર્યાં. ૬૭ વરસના લાંબા અમલમાં તેણે મિસરની આસપાસના અનેક દેશો પર ચડાઈઓ કરી, અનેક યુદ્ધો ખેડયાં, ને ૮૨ (બીજા કેટલાકના કહેવા પ્રમાણે ૯૯) વરસની ઉંમરે દેહ છોડયો. તેનો મૃત દેહ (મમી) અત્યારે કાહિરો (કેરો)ના સંગ્રહાલયમાં છે. એક ઇતિહાસકારના શબ્દમાં કહીએ તો તે "ઇતિહાસના સર્વથી અધિક આકર્ષક પુરુષોમાંનો એક હતો, ને એની આગળ સિકંદર તો કશી વિસાતમાં ન ગણાય." તે લગભગ દોઢસો બાળકોનો પિતા હતો. તેનો વંશવિસ્તાર એટલો મોટો હતો કે ચારસો વરસ લગી મિસરમાં એનો એક નોખો વર્ગ બની ગયો, ને સો વરસ લગી તો તેમાંથી જ રાજાઓ પસંદ કરવામાં આવતા. મિસરમાં નાઇલને કાંઠે લકસર ગામની નજીક તેનું એક પથ્થરનું બાવલું છે. એક કાળે તે ૫૬ ફીટ ઊંચું હતું; આજે જમીન પર રેતીમાં પડેલું હોઇ ૫૬ ફીટ લાંબું છે. એ બાવલાના કાનની લંબાઈ સાડાત્રણ ફીટ, પગના તળિયાની પહોળાઈ પાંચ ફીટ, અને વજન એક હજાર ટન છે. તે જ ગામની નજીક, નાઇલને પૂર્વ કાંઠે, તેના

પુરોગામી રાજા અમનહોતેપ ત્રીજાએ બાંધવા માંડેલું ભવ્ય દેવાલય, સો વરસ લગી અધૂરું પડી રહેલું તે, રામીસીસે પૂરું કરાવ્યું. તે મિસરના પ્રાચીન સ્થાપત્યમાં રહેલી ભવ્યતા ને સુંદરતાનો એક ઉત્તમ નમૂનો છે. આરસપહાણથી જડેલી ફરસવાળું મોટું સભાગૃહ, ઊંચા ને ભવ્ય સ્તંભોની હારો, પથ્થર પરનું નકશીદાર કોતરકામ, અને આજે એ ઊજડ જગામાં પણ ગર્વિષ્ઠ ને પ્રતાપી લાગતી અનેક રાજાઓની પ્રતિમાઓ--એ ખંડેરો આજે ત્રણ હજાર વરસ પછી પણ તેની ભવ્યતાની સાક્ષી પૂરે છે. લકસરમાં આવાં અનેક મંદિરો, સ્તંભો ને પ્રતિમાઓ જુદા જુદા રાજાઓનાં રચાવેલાં છે; જાણે સ્તંભો ને પ્રતિમાઓનાં ગાઢાં અરણ્ય ન હોય. પણ એમાંયે રામીસીસ બીજાની બરોબરી કોઇએ કરી હોય એવું નથી. આજે મિસરમાં જે ખંડેરો છે તેમાંનાં અડધાં તો તેણે બાંધેલાં છે. તેણે કર્નાકમાં મુખ્ય સભામંડપ પૂરો કરાવ્યો, લક્સરના મંદિરમાં ઉમેરો કર્યો, એક નવું ભવ્ય દેવાલય (જેને ગ્રીકોએ 'રામીસિયમ' નામ આપ્યું છે) બંધાવ્યું, અબુ સિંબેલમાં પહાડમાં મોટું મંદિર બંધાવ્યું, ને દેશ આખામાં ઠેર ઠેર પોતાની પથ્થરની પ્રતિમાઓ મુકાવી. તેના અમલ દરમ્યાન સુએઝની સંયોગીભૂમિની પેલી પાર પૂર્વના દેશો સાથે તેમજ ભૂમધ્ય સમુદ્રના કાંઠા પરના દેશો સાથે મિસરનો વેપાર ઘણો વધ્યો. તેણે નાઇલને રાતા સમુદ્ર સાથે જોડનારી એક નહેર બંધાવેલી, પણ તેના મૃત્યુ પછી તે રેતીથી પુરાઇ ગઇ. તેણે પોતાના અનેક વિજયોનાં વર્ણન પચાસેક દિવાલો પર કોતરાવેલાં. એવો એક શિલાલેખ અબુ સિંબેલમાં તેણે બંધાવેલા મંદિરમાં છે, તેનો અનુવાદ નીચે આપ્યો છે. તેમાં ૩૭ લીટીઓ છે; અને તે રાજાના ઈષ્ટદેવ તા તોતુનેન અને રાજાની વચ્ચે સંવાદના રૂપમાં છે. શિલાની ઉપરના ભાગમાં દિવાલ પર પાંખવાળું સૂર્યબિંબ કોતરેલું છે. તેની નીચે દેવ તોતુનેન ઊભેલા છે, ને તેની સામે રામીસીસ તેની ગદા વડે એક શત્રુદળને મારે છે, ને તે શત્રુઓના વાળ તેણે પકડેલા છે. ]

બળવાન વૃષભ, સત્યનિષ્ઠ, ત્રીસ વર્ષનો સ્વામી, તેના પિતા તા તોતુનેનની જેમ કિરીટોનો અધિપતિ, મિસરનો રક્ષક, પરદેશોનો શાસ્તા, રા, દેવોનો પિતા, મિસરનો સ્વામી, સુવર્ણનો બાજ, કાળનો અધીશ,

ઉપલા ને નીચલા મિસરનો મહાબલાઢ્ય સમ્રાટ, એવો જે રા–હરેમાખુ, તેના રાજ્યકાળમાં ૩૫મું વરસ, તીબી માસની ૧૩મી તારીખ.

રા–ઉસેરમા–સોતેપ–એન–રા,[1] રાનો પુત્ર, તોતુનેનનો તનુજ, રાણી સેખેતનું બાળક, રામીસીસ, અમનનો પ્યારો, ચિરંજીવી.

ઊંચાં પીંછાં પહેરનારા, શૃંગસજ્જ, દેવપિતા તા–તોતુનેન તેમને ચાહનારા, તેમના પહેલા ખોળાના પુત્રને, નવયૌવન પામેલા દેવને, દેવોના કુમારને, ત્રીસ વર્ષના સ્વામીને, તોતુનેન સમોવડા રાજા રામીસસને આ પ્રમાણે કહે છે:

"હું તારો પિતા છું. મેં તને દેવ જેવો ઘડ્યો છે. તારાં સર્વ અંગો દેવાંશી છે. મેં મેંડીસના ઘેટાનું રૂપ લીધું હતું, ને હું તારી શીલવતી માતા પાસે ગયો હતો. મેં તારો વિચાર કર્યો છે. મેં તને મારા મનને આનંદ આપે એવો ઘડ્યો છે. મેં તને ઊગતા સૂર્યના જેવો ઉત્પન્ન કર્યો છે. મેં તને દેવોની વચ્ચે ઉછેર્યો છે, હે રાજા રામીસીસ. નૂમ અને તાએ બાળપણમાં તારું સંગોપન કર્યું છે. તને મારી આકૃતિ જેવો, ઉદાત્ત, મહાન અને ગરવો સરજેલો જોઇને, તેઓ હર્ષભેર નાચે છે. તાના ઘરની મહાન રાજકુમારીઓ અને તેમના મંદિરની હથોરો[2] તારા દેહને મારી ભવ્ય આકૃતિના જેવો સુંદર ને સુસ્વરૂપ જોઇને ઉત્સવ કરે છે; તેમનાં હૃદય હર્ષથી ઊભરાય છે, તેમના હાથ હર્ષભેર ઢોલક ઉપાડે છે.

"દેવો અને દેવીઓ તારા સૌંદર્યનાં સ્તુતિગાન ગાય છે. તેઓ તારી કીર્તિ ગાતાં મારી પ્રશંસા કરે છે ને કહે છે: 'તમે અમારા પિતા છો. તમે અમને જન્મ આપ્યો છે. તમારા જેવો એક દેવ છે —રાજા રામીસીસ.'

---

૧. મિસરની ભાષામાં રામીસીસનું નામ. રામીસીસ એ ગ્રીક રૂપ છે.

૨. દેવીઓ.

"હું તારી સામે જોઉં છું ને મારું હૈયું હરખાય છે. હું તને મારા સોનેરી હાથ વડે આલિંગન કરું છું. હું તારી આસપાસ ચેતન, વિશુદ્ધિ ને દીર્ઘાયુષ્ય મૂકું છું. હું તને સ્થાયી સુખ પૂરું પાડું છું. મેં તારામાં આનંદ, આહ્લાદ, હર્ષ અને સુખચેન મૂક્યાં છે. હું તને વર આપું છું કે તારું શરીર ફરી મારા જેવું યુવાન થજો. મેં તને પસંદ કર્યો છે, મેં તને માનીતો બનાવ્યો છે, મેં તને સંપૂર્ણ બનાવ્યો છે. તારું હૃદય ઉત્તમ છે ને તારાં વચન મનોહર છે. જૂના વખતથી આજ લગી તેં કોઈ પણ વસ્તુ વિષે દુર્લક્ષ કર્યું નથી. તું તારી આજ્ઞા દ્વારા પૃથ્વીના નિવાસીઓમાં ચેતન પૂરે છે, હે રાજા રામીસીસ.

"મેં તને શાશ્વત રાજા, સદાકાળ જીતનારો નરપતિ, બનાવ્યો છે. મેં તારાં અંગો સુવર્ણમિશ્રિત રૂપાનાં, તારાં હાડકાં પીતળનાં, ને તારા બાહુ લોખંડના બનાવ્યા છે. મેં તને દૈવી કિરીટનું ગૌરવ અર્પણ કર્યું છે. તું હકદાર સમ્રાટ રૂપે એ દેશ પર રાજ્ય કરે છે. મેં તને ઊંચી નાઈલ આપી છે, અને તે તારે માટે મિસરને અઢળક ધન ને સંપત્તિથી ભરે છે. તું જ્યાં ચાલે છે તે સર્વ સ્થળોમાં લીલાલહેર છે. મેં તને પુષ્કળ ઘઉં આપ્યા છે, એ દેશને સદાકાળ સમૃદ્ધિમાન બનાવવાને. તેમનું ધાન્ય સાગરકાંઠાની રેતી જેટલું છે; તેમના કોઠાર આભને અડે છે, ને તેમના અનાજના ઢગ પર્વતો જેવડા છે. તું પુષ્કળ માછલાં પકડાતાં જુએ છે, ને તારા પગ આગળ પડેલા માછલાંના ઢગ નિહાળે છે, ત્યારે તેઓ હરખાય છે ને તારી પ્રશંસા કરે છે. આખું મિસર તારો આભાર માને છે.

"હું તને આકાશ અને તેમાંની સર્વ વસ્તુઓ આપું છું. સેબ[૩] પોતાના અંતર્ભાગમાં જે કંઈ રહેલું છે તે તારે કાજે બતાવી દે છે. પંખીઓ દ્રુતગતિએ તારી પાસે આવે છે. હોરસેખાનાં પારેવાં તારી

---

૩. પૃથ્વીનો દેવ.

પાસે તેમની આકૃતિઓ લાવે છે. તે રાનાં પારેવાનાં પ્રથમ સંતાનો છે. ચોથે તેમને સર્વ દિશામાં મૂક્યાં છે.

"તું ઇચ્છે તેને બળવાન બનાવવાને સારુ તારું મુખ ઉઘાડે છે, કેમકે તું નૂમ છે; તું નરાધિપ રાના જેવાં બળ અને સામર્થ્ય ધરાવે છે, કેમકે તે બે દેશો પર રાજ્ય કરે છે.

"હે રાજા રામીસીસ, પર્વતોને કાપીને તેમાંથી પ્રચંડ, મહાકાય, અને સદાકાળ ટકનારી પ્રતિમાઓ ઘડવાની શક્તિ હું તને આપું છું. સ્મારકો પર તારું નામ કોતરવાને રત્ન તને પરદેશોમાંથી મળે એવો વર હું તને આપું છું.

"તેં કર્યાં છે તે સર્વ કામોમાં તું સફળ થાય એવો વર હું તને આપું છું. હું તને સર્વ પ્રકારના કારીગરો, સર્વ બેપગાં ને ચોપગાં પ્રાણીઓ, આકાશમાં ઊડનારાં સર્વ પ્રકારનાં પંખેરુઓ આપું છું. મેં સર્વ પ્રજાઓનાં હૃદયમાં તેમણે જે કંઈ કર્યું છે તે તારે ચરણે ધરવાની ઇચ્છા મૂકી છે. મોટા તેમજ નાના રાજાઓ એકે હૃદયે તને રાજી કરવા મથે છે, હે રાજા રામીસીસ.

"તેં દેશની સરહદની કિલ્લેબંધી કરવા માટે મોટું નગર — રામીસીસનગર બંધાવ્યું છે. તે આકાશના ચાર સ્તંભોની પેઠે પૃથ્વી પર વસેલું છે. તેમાં તેં એક બાદશાહી મહેલ બંધાવ્યો છે; તેમાં મારી જેમ તારે માટે પણ ઉત્સવો થાય છે. તું બેવડા સિંહાસનના વિશાળ સભાગૃહમાં ગયો ત્યાં મેં મારે પોતાને હાથે તારે માથે મુગટ મૂક્યો છે. અને મારો ઉત્સવ ઊજવાય ત્યારે મનુષ્યો અને દેવોએ મારી જેમ તારા નામનો પણ મહિમા ગાયો છે.

"જેમ મેં પ્રાચીન કાળમાં કરેલું તેમ તેં મારાં પૂતળાં ઘડાવ્યાં છે ને તેને માટે મંદિરો બાંધ્યાં છે. મેં તને ત્રીસીને હિસાબે વરસો આપ્યાં છે. તું મારા સિંહાસન પર મારી જગાએ રાજ્ય કરે છે.

હું તારાં અંગોમાં ચેતન અને સુખ પૂરું છું. હું તારું રક્ષણ કરવાને તારી પાછળ રહું છું. હું તને આરોગ્ય અને બળ આપું છું. હું મિસરને તારા તાબામાં લાવું છું, અને હું એ દેશને શુદ્ધ જીવન પ્રદાન કરું છું.

"હે રાજા રામીસીસ, હું તને વર આપું છું કે તારી તલવારનાં બળ, જોશ અને સામર્થ્યનો પ્રભાવ સર્વ દેશોમાં જણાઇ આવશે. તું સર્વ પરપ્રજાઓનાં હૃદયને હતાશ બનાવે છે. મેં તેમને તારા પગ તળે મૂકી છે. પરદેશી કેદીઓને તારી સમક્ષ લાવવામાં આવે એટલા માટે તું પ્રતિદિન આગળ આવે છે. સર્વ પ્રજાઓના રાજાઓ અને મહાજનો તને તેમનાં બાળકો અર્પણ કરે છે. હું તેમને તારી તેજસ્વી તલવારને શરણે મૂકું છું, એટલા માટે કે તું તેમનું જે કંઇ કરવા ધારે તે કરી શકે.

"હે રાજા રામીસીસ, હું વર આપું છું કે તારો ભય સર્વનાં મનમાં વસશે ને તારી આજ્ઞા તેમનાં હૃદયમાં ઊતરશે. હું વર આપું છું કે તારું પરાક્રમ સર્વ દેશોમાં પહોંચશે, અને તારી ધાક સર્વ ભૂમિઓમાં ફેલાશે. રાજાઓ તારું સ્મરણ થતાંવેત થથરે છે. તારી આણ તેમને માથે વર્તે છે. તેઓ તારી દયા માગવાને યાચકરૂપે તારી પાસે આવે છે. તું જેમને પ્રાણદાન આપવા ઇચ્છે તેમને આપે છે, અને જેમનાં મોત નિપજાવવા ઇચ્છે તેમને મારે છે. સર્વ રાષ્ટ્રોનું સિંહાસન તારા કબજામાં છે. હું વર આપું છું કે તું તારા સર્વ સ્તુતિપાત્ર ગુણો બતાવશે અને તારી સર્વ સારી ધારણાઓ પાર પાડશે. જે ભૂમિ તારા તાબામાં છે તે હર્ષમાં છે, અને મિસર નિરંતર આનંદ ભોગવે છે.

"હે રાજા રામીસીસ, મેં તને એવા અદ્દભુત ગુણો વડે ઉન્નત બનાવ્યો છે કે સ્વર્ગ અને પૃથ્વી આનંદથી નાચે છે, અને જેઓ

અંદર છે તેઓ તારી સ્તુતિ કરે છે. પૃથ્વી પર જે પર્વતો, પાણી, ને પથ્થરની દિવાલો છે તે જ્યારે તારું શુભ નામ સાંભળે છે ત્યારે કંપે છે, કેમકે મેં તારે માટે જે કંઈ કર્યું છે તે તેમણે નિહાળ્યું છે. ખીતા દેશને મેં તારા મહેલને તાબે આણ્યો છે. તેના સરદારો કેદી બન્યા છે; તેમની સર્વ મિલકત તારા તાબામાં ખંડણીરૂપે છે. તેમની રાજકુમારી તેમાં અગ્રસ્થાને છે;[૪] તે રાજા રામીસીસનું હૃદય નરમ પાડવાને આવે છે; તેના ગુણો અદ્‌ભુત છે, પણ મારા હૃદયમાં જે ભલાઈ છે તેને તે પિછાનતી નથી. તારું નામ સદાકાળ ધન્ય હો. તારા મહાન વિજયોનું હર્ષદાયક પરિણામ એક મહાચમત્કાર છે. દેવોના જમાનાથી તેની આશા રખાતી હતી, પણ તે કદી (સિદ્ધ થયું) સાંભળવામાં આવ્યું નથી. રાના કાળથી માંડીને તારા આયુષ્માનના રાજ્ય લગી તેની નોંધ ગ્રંથાલયમાં ગુપ્ત રૂપે પડેલી હતી. ખીતાની ભૂમિ મિસરની સાથે એકહૃદય કેવી રીતે થઈ શકે એ સમજી શકાતું નહોતું. અને જો તો ખરો, હે રાજા રામીસીસ, મેં તારું નામ સદાકાળ જીવતું રાખવાને એ દેશને તારા પગ નીચે કચડી નાખ્યો છે.”

દેવાંશી રાજા, બે દેશનો સ્વામી, જે ખેપરા–રાના જેવાં અંગો સહિત જન્મ્યો છે, જે રા જેવો ભાસે છે, જે તા–તોતુનેનનો ઔરસ પુત્ર છે, એવો મિસરપતિ, રા–ઉસેરમા–સોતેપ–એન–રા, રાનો પુત્ર, રામીસીસ, અમનનો પ્યારો, સદા આયુષ્માન, તેની સમક્ષ દર્શન દેનારા તેના પિતા, દેવોના પિતા, તોતુનેનને કહે છે :

“હું તમારો પુત્ર છું. તમે મને ગાદી પર બેસાડ્યો છે. તમે મને તમારી રાજવી શક્તિ આપી છે. તમે તમારા દેહના જેવી મારી

---

૪ ખીતાની રાજકુમારી રામીસીસને પરણાવવામાં આવેલી તેનો ઉલ્લેખ છે.

આકૃતિ ઘડી છે. તમે જે કંઈ સરજાવ્યું છે તે મારા હાથમાં સોંપ્યું છે. તમે ઇચ્છશો તે સર્વ સત્કર્મો કરીને હું તેનો જવાબ વાળીશ.

"હું તમારા જેવો ચક્રવર્તી છું, તેથી મેં મિસર દેશને સર્વ આવશ્યક સામગ્રી પૂરી પાડી છે. મિસર જેવું પૂર્વે હતું તેવું હું તેને તમારે કાજે ફરી બનાવીશ. હું દેવોની આબેહૂબ પ્રતિમાઓ બનાવીશ, તેમાં તેમનાં શરીરોનો રંગ પણ ઉતરાવીશ. મિસર તેમને હૃદયંગમ થઈ પડશે. હું તેમને માટે મંદિરો બંધાવીશ.

"મેં મેંફીસમાં તમારું મંદિર મોટું કરાવ્યું છે. તેને શાશ્વત વસ્તુઓથી, સોનાનાં રત્નજડિત આભૂષણોથી, સાચાં રત્નોથી શણગાર્યું છે. તેની ઉત્તર બાજુએ મેં બેવડી સીડીવાળું એક ખુલ્લું પ્રાંગણ બનાવ્યું છે. તેનાં પ્રવેશદ્વાર આકાશના ક્ષિતિજ જેવાં છે; એટલા માટે કે વિશાળ જનસમુદાય તમારી પૂજા કરી શકે.

"તેની દિવાલોની અંદર તમારું ભવ્ય દેવાલય બંધાવ્યું છે. તમારી દૈવી પ્રતિમા તેના ગૂઢ ગર્ભગૃહમાં, ઉચ્ચપદે વિરાજે છે. મેં તેને અનેકાનેક પૂજારીઓ, ધર્મવેત્તાઓ અને ખેડૂતો, તથા જમીન અને ઢોરો આપી રાખ્યાં છે. તેને ધરાવાતા ભોગોની મેં લાખોથી ગણતરી કરી છે. તમે પોતે મને ફરમાવેલું તેમ તમારો ત્રીસ વર્ષનો મહોત્સવ ત્યાં ઊજવાય છે. તમે ઇચ્છો છો તેમ તમારા મહાયજ્ઞને દિવસે સર્વ પ્રકારનાં પ્રાણીઓ ટોળાબંધ તમારી પાસે આવે છે. વૃષભો ને વાછડાઓની ગણના થઈ શકે એવી હોતી નથી. તેમના માંસના ટુકડા લાખોની સંખ્યામાં હોય છે. તેમની ચરબીનો ધુમાડો સ્વર્ગ લગી પહોંચે છે ને આકાશમાં ઝીલી લેવાય છે.

"મેં એવી વ્યવસ્થા કરી છે કે સર્વ દેશો મેં તમારે કાજે રચેલા ધામનું સૌંદર્ય જુએ. આખા દેશના નિવાસીઓને અને પરદેશીઓને

મેં તમારા નામથી અંકિત કર્યાં છે. તેઓ સદાકાળ તમારા તાબામાં છે; કેમકે તમે તેમને જન્મ આપ્યો છે, તમારા પુત્રની આણમાં રહેવાને માટે. એ તમારો પુત્ર સિંહાસન પર આરૂઢ છે, દેવો ને મનુષ્યોનો સ્વામી છે. તમારી પેઠે ત્રીસ વર્ષના ઉત્સવો ઊજવે છે, બેવડો મુગટ પહેરે છે, શ્વેત કિરીટનો પુત્ર છે ને રાતા કિરીટની સંતતિ છે; તે શાંતિથી બે દેશોનું ઐક્ય સાધે છે. એવો છે મિસરનો રાજા, રા–ઉસેરમા–સોતેપ–એન–રા, રાનો પુત્ર, રામીસીસ, અમનનો પુત્ર, આયુષ્માન.

## ૩૨

# જાદુના મંત્રો

[ જાદુ અને જંતરમંતરને મિસરના ધર્મમાં મહત્ત્વનું સ્થાન હતું. લોકધર્મ તો મોટે ભાગે એટલેથી જ અટકતો. દેવમંદિરોના પૂજારીઓ જાતજાતના મંત્રો ચલાવતા, શીખતા ને શીખવતા, અને એ મંત્રોથી મંત્રેલાં તાવીજ, માદળિયાં વગેરે લોકોને આપી સારી પેઠે આવક પણ કરતા. આવા કેટલાક મંત્રો નમૂનારૂપે નીચે આપ્યા છે. આ મન્ત્રોમાં શબ્દોના અર્થ મહત્ત્વના નથી હોતા. શબ્દોના ઉચ્ચારણમાં જ અમુક શક્તિ રહેલી મનાય છે. નીચેનામાં જે પહેલું છે તે કેવળ જાદુનો મન્ત્ર નથી, પણ લહિયાની પ્રાર્થના છે. લહિયો ખડિયા અને લાકડાના પાટિયા માટે પ્રાર્થના કરે છે. આવા મન્ત્રો બોલનાર માણસે શૌચાદિના કેટલાક નિયમો પાળવા પડતા. દા. ત. એક મન્ત્રને અંતે લખ્યું છે કે "આ મન્ત્રનો પાઠ તે જ માણસ કરે જેણે વિધિપૂર્વક શરીર અને મનને શુદ્ધ કર્યાં હોય, જેણે સ્ત્રીનો સ્પર્શ ન કર્યો હોય, અને જેણે માંસ કે મચ્છી ન ખાધાં હોય." ]

### ૧

### લહિયાની પ્રાર્થના

હે વયોવૃદ્ધ દેવ! તું તારા દૈવી પિતાને જુએ છે. તું થોયના અન્યનો રખેવાળ છે. જો, હું આવ્યો છું. મારી પાસે યશ છે. મારી

પાસે બળ છે. મારી પાસે શક્તિ છે. મારી પાસે થોથના ગ્રંથોનો સંગ્રહ છે. સેતમાં રહેનાર દેવ અકર આગળ થઇને પસાર થઈ શકાય એટલા માટે એ ગ્રન્થો હું લાવ્યો છું. ખડિયો અને પાટિયું એ વસ્તુઓ થોથદેવના હાથમાં હોય છે એટલા માટે હું લાવ્યો છું. એમાં જે કંઇ રહેલું છે તે ગુપ્ત છે. મને લહિયા તરીકે જુઓ ! હું ઑસાઇરીસના અવયવોના કકડા લાવ્યો છું, ને મેં તેના પર લખ્યું છે. એ મહાન અને સુંદર દેવનાં વચનો મેં દરરોજ સુંદર અક્ષરે લખી કાઢયાં છે. હે હેરુ-ખુતી, તેં મને આજ્ઞા કરી હતી, એટલે મેં જે યોગ્ય અને સાચું હતું તેની નકલ કરી છે; અને હું તે દરરોજ તારી પાસે લાવું છું.

૨

### સાપનો મન્ત્ર

હે સાપ રેરેક, તું આ તરફ આગળ આવીશ નહીં. સેબ અને શુ દેવને જો. હવે શાંત ઊભો રહે. રાએ નિષિદ્ધ ગણ્યો છે તે ઉંદર તું ખાજે, અને ગંદી બિલાડીનાં હાડકાં ચાવજે.

૩

### ઝાડનો મન્ત્ર

હે નૂતદેવીના સરુવૃક્ષ ! તારામાં જે પાણી અને હવા છે તે તું મને આપજે. ઉન્નૂમાં જે રાજ્યાસન છે તેને હું ભેટું છું, અને હું નેકકઉરના ઈંડાની ચોકી ને રક્ષા કરું છું. તે ઈંડું વિકસે છે, હું વિકસું છું. તે જીવે છે, હું જીવું છું. તે હવા લે છે, હું હવા લઉં છું— હું વિજેતા ઑસાઇરીસ અનિ.

૪

### કમળ બનવાનો મન્ત્ર

રાના નાકના દેવી તેજમાંથી ઉત્પન્ન થનારું શુદ્ધ કમળ તે હું છું. મેં મારો રસ્તો કાઢયો છે, અને જે હોરસ છે તેને ખોળતું હું

આગળ ચાલ્યું જાઉં છું. જમીનમાંથી ઊગી નીકળનારી શુદ્ધ વસ્તુ તે હું છું.

૫

### મગર બનવાનો મન્ત્ર

હું દૈવી મગર છું. હું દેવથી ડરતો રહું છું. હું દૈવી મગર છું. હું ખાઉધરા પશુની પેઠે મારા શિકારને પકડું છું. કેમુર નગરમાં જે મહાન અને પ્રચંડ મત્સ્ય છે તે હું છું. સેખેમ નગરમાં જે દેવને પ્રણામ અને પ્રણિપાત થાય છે તે દેવ હું છું.

૬

### મૃતલોકમાંથી પાછા પૃથ્વી પર આવવા માટેનો મન્ત્ર

લેખક માણુ કહે છે:

"મારી પાસે જ્ઞાન છે. દેવી સેખેતે મને ગર્ભમાં રાખ્યો છે, અને દેવી નીથે મને જન્મ આપ્યો છે. હું હોરસ છું, અને હોરસની આંખમાંથી નીકળી આવ્યો છું. હું હોરસમાંથી નીકળી આવેલો ઉઆચીત છું. હું હોરસ છું. હું ઊડું છુ, અને રાની જે નાવડી સ્વર્ગમાં છે તેના વળાંકમાં હું રાના કપાળ પર બેસી જાઉં છું."

# મિસરનાં સંસ્કૃતિ અને સાહિત્ય

## મિસરમાતા નાઇલ

આફ્રિકા ખંડના ઈશાન ખૂણામાં, નાઇલ નદીને બંને કાંઠે, નદીના પ્રવાહને સમાંતર પાધડીપને વિસ્તરેલી મિસર અથવા ઇજિપ્તની ભૂમિ આવેલી છે. ગ્રીક ઇતિહાસકાર હેરોડોટસના શબ્દમાં કહીએ તો મિસર એ "નાઇલની પ્રસાદી" છે. મૉરીસ મેટરલિંકનો શબ્દ વાપરીએ તો નાઇલ એ "મિસરનો આત્મા" છે. ચોમેર ફેલાયેલા અફાટ રણની વચ્ચે નાઇલનાં જીવનદાયી જળે હરિયાળીની આ લાંબી પટી પેદા કરેલી છે, ને એ જ તેને પાળીપોષી રહી છે. નાઇલમાં ચોમાસે તેમજ ઉનાળે પાણીનાં પૂર આવે તે કાંઠા ઓળંગીને રેલાય, આસપાસની ભૂમિને સજળ કરે, ને તેના પાક પકવી આપે. પાણીમાં ધસડાઇ આવેલા કાંપથી ભૂમિ ફળદ્રુપ થાય.

## ચિરંજીવી પિરામીડો

એ મિસર દેશમાં જે સંસ્કૃતિ પ્રાચીન કાળમાં ખીલી અને ફૂલીફાલી હતી તે જગતની પ્રાચીનતમ સંસ્કૃતિઓમાંની એક છે. ઇ. સ. પૂર્વે ૩૨૦૦ થી માંડીને એનો ચોક્કસ ઇતિહાસ મળે

છે.[1] પણ આજે એ સંસ્કૃતિ જીવતી નથી. પ્રાચીન ઇજિપ્શિયન પ્રજાનો વારસ કહેવાય, કે તેની સાથે નિકટનું સામ્ય ધરાવતો હોય, એવો કોઈ પણ સમાજ કે જાતિસમૂહ આજે જગતમાં હસ્તી ધરાવતો નથી. તેણે ખોલવેલાં કળાઓ અને શાસ્ત્રોના કેટલાયે અંશો જગતની સંસ્કૃતિના ભંડોળમાં ભળી ગયા છે.[2] પણ એના દૃષ્ટ અવશેષોમાં તો ઘોડાક ઊંચા પિરામીડો, નરસિંહની પાષાણની આકૃતિઓ, આલેશાન

૧. આ તારીખોને વિષે પણ ઘણો મતભેદ છે. ફ્લિન્ડર્સ પેટ્રી મિસરનો પહેલો રાજા ઈ. સ. પૂર્વે ૪૩૨૦ માં થઈ ગયો એમ માને છે.

૨. "ખેતી, ધાતુકામ, ઉદ્યોગ અને સ્થાપત્યમાં સુધારો; કાચ અને કપડાં, કાગળ અને શાહી, પંચાંગ અને ઘડિયાળ, ભૂમિતિ અને મૂળાક્ષરની તેમણે કરેલી દેખાતી શોધ; વ્યવસ્થિત અને શાંતિમય રાજ્યતન્ત્ર, વસ્તીપત્રક અને ટપાલ, પ્રાથમિક અને માધ્યમિક કેળવણી, સરકારી હોદ્દા અને વહીવટ માટેની તાલીમ, એ સર્વના સરસ વિકાસ: લેખન અને સાહિત્ય, વિજ્ઞાન અને વૈદકની પ્રગતિ; વ્યક્તિગત અને પ્રજાકીય ધર્મબુદ્ધિની આપણી જાણમાં પહેલવહેલી થયેલી સ્પષ્ટ જાગૃતિ; સામાજિક ન્યાય માટેનો પ્રથમ પોકાર; મોટા પાયા પર ચાલતી એકપત્નીવિવાહની પહેલવહેલી પ્રથા; પહેલવહેલો એકદેવવાદ; નીતિધર્મ વિષેના પહેલવહેલા નિબન્ધો; સ્થાપત્ય, શિલ્પ અને નાની કળાઓનો પૂર્વે કદી ન થયેલો, અને પછી એટલી હદે કદી ન પહોંચેલો, એવો ઉત્કર્ષ—મિસરે આપેલા આ ફાળાના અવશેષો કદી ગૂમ થઈ ગયા નહીં. એમનાં સારામાં સારાં દૃષ્ટાન્તો રણની નીચે દટાઈ ગયાં, અથવા તો અવનિતલના કોઈ ઉત્પાતથી ઊથલપાથલ પામ્યાં, એટલું જ (મહાનગર થીબ્ઝનો નાશ ઈ. સ. પૂર્વે ૨૭ માં ધરતીકંપથી થયો હતો). ફિનિશિયનો, સિરિયનો અને યહૂદીઓ, ક્રીટવાસીઓ, ગ્રીકો તથા રોમનોની મારફતે પસાર થઈને મિસરની સંસ્કૃતિ માનવજાતિના સાંસ્કૃતિક વારસારૂપ બની ગઇ. મિસરે ઇતિહાસના ઉષઃકાળમાં જે કંઇ કરેલું, જે કંઇ સિદ્ધિઓ મેળવેલી તેની અસરે કે તેની સ્મૃતિએ પ્રત્યેક પ્રજા અને પ્રત્યેક યુગ પર પોતાની છાપ પાડી છે."—વીલ ડ્યુરાં: 'ધી સ્ટોરી ઓફ સિવિલિઝેશન', પૃ. ૨૧૬–૭.

દેવમંદિરોનાં જરાજીર્ણ ખંડેરો, તેના ઊંચા ને ભવ્ય સ્તંભોની હારો, અને રાજારાણીઓની મહાકાય મૂર્તિઓ ને કબરો એટલું જ રહ્યું છે.

ઇતિહાસકાર આર્નલ્ડ ટૉઇનબી કહે છેઃ "ઇજિપ્તના એ પ્રાચીન સમાજે પાષાણુ વાટે જે અમરત્વ શોધ્યું અને મેળવ્યું છે તે વધારે વિજયી નીવડ્યું છે. જે પિરામીડો ચાર કે પાંચ હજાર વરસ લગી, કાળના ઘસારાને વશ થયા વિના, તેમના સર્જકોની હસ્તીની મૂગી સાક્ષી પૂરતા ઊભા રહ્યા છે તે હજુ લાખો વરસ લગી એ કામ અવિચળપણે કરવું ચાલુ રાખે એ સંભવિત છે. માનવજાતિ નાશ પામે, અને જગતમાં તેમની સાક્ષી જોનાર ને સાંભળનાર મનુષ્યેન્દ્રિયો ન હોય, તથા તેનો અર્થ સમજનાર મનુષ્યોનાં મન ન હોય, ત્યારે પણ તેઓ, અડીખમ ઊભા રહીને, પોતાને રચનાર ઇજીપ્શિયન સમાજની હસ્તીની સાક્ષી પૂર્યા કરશે, અને કહેશે કે 'અબ્રાહમ થઇ ગયો તેની પણ પહેલાંના અમે છીએ.' "[3]

આ વચનોમાં સહેજ અતિશયોક્તિ ભલે હોય, પણ પિરામીડ એ નામશેષ થયેલી ઇજિપ્શિયન સંસ્કૃતિનું સૌથી બુલંદ પ્રતીક છે એ તો નિઃસંશય અને નિર્વિવાદ છે. એક આરબ કહેવત હતી કે "આખી દુનિયા કાળથી ડરે છે, પણ કાળ (સમય) પિરામીડથી ડરે છે." પિરામીડ એ રાજાઓની કબરો છે. ઈ. સ. પૂર્વે ૨૮૮૭ (બીજે મતે ઈ. સ. પૂર્વે ૩૧૫૦)થી માંડીને કેટલાક વખત લગી મિસરમાં રાજવંશો થઇ ગયા તેમાંના ચોથા વંશના રાજાઓને પિરામીડ બાંધવાનો શોખ થઇ આવેલો. તેમનું અનુકરણ કરી પછીના બીજા કેટલાક રાજાઓએ પણ પિરામીડ બંધાવેલા. પિરામીડો એ તેમણે જીવતાં રચી રાખેલી પોતાની કબરો હતી. અમૃતત્વપ્રાપ્તિની જે ઝંખના માનવજાતિમાં જન્મથી જડાયેલી છે તેનું એ મૂર્ત રૂપ હતું. એ કાળના મિસરવાસીઓ માનતા

3. 'એ સ્ટડી ઑફ હિસ્ટરી', વૉ. ૧, પૃ. ૧૨૮-૯.

કે દેહની અંદર જ દેહની એક સૂક્ષ્મ પ્રતિકૃતિ વસે છે — જેને તેઓ 'કા' કહેતા; દેહ મૃત્યુ પામે તોપણ 'કા' નાશ પામતું નથી; અને મૃત દેહને સડવા દીધા વિના સાચવી રાખ્યો હોય તો એ દેહ ટકે એટલો વખત 'કા' પણ ટકી રહે છે. એટલે માણસ મરી ગયા પછી તેના શબમાંથી સડી જાય એવા ભાગો (મગજ, આંતરડાં, વગેરે) કાઢી લેતા; જઠરના ભાગમાં અનેક સુગંધી દ્રવ્યો ભરતા; પછી તેને સિત્તેર દિવસ લગી અમુક રાસાયણિક દ્રવ્ય(Natron)ના પાણીમાં બોળી રાખતા; ત્યારબાદ તેને ધોઇ વસ્ત્રોમાં વીંટાળતા. એ વસ્ત્રો વાપરતા પહેલાં એને કોઇક જંતુનાશક પદાર્થના પાણીમાં બોળતા; એ કપડાં પર ગુંદર ચોપડતા; વસ્ત્રો એવી કાળજી અને ખૂબીથી વીંટાળતા કે શરીરની આકૃતિ સ્પષ્ટ દેખાઈ આવે; આંખની જગાએ લીલો ને મૂછની જગાએ કાળાશ પડતો રંગ ચોપડતા; અને પછી એ શબને લાકડાના મનુષ્યાકારના કફનમાં મૂકી કબરમાં ગોઠવતા. એ કબરો તે જ પિરામીડ. શબને સાચવવાની કળા એમને એટલી સારી આવડતી હતી કે "ફક્ત હાડકાં જ નહીં પણ ચામડી અને વાળ, સ્નાયુ તથા બીજા અવયવો પણ સચવાઈ રહેતા; અને જ્ઞાનતંતુ તથા મગજ—અને સૌથી આશ્ચર્યકારક વસ્તુ તે—આંખની કીકી પણ આજે તપાસવા મળી શકે છે."[૪] મૃત દેહને ટકાવી રાખી મૃત્યુને હંફાવવાની અને અમૃતત્વ પામવાની ઝંખના મિસરના જીવનમાં એટલું પ્રધાન સ્થાન ભોગવતી હતી કે એની આસપાસ જ અનેક કળાઓ ને શાસ્ત્રોની રચના થઇ હતી.

પિરામીડો એ સ્થૈર્ય અને સ્થાયિત્વનાં, એ કાળના જગતે કદી ન જોયેલાં ને ન જાણેલાં એવાં, મોટામાં મોટાં મૂર્તિમંત રૂપ હતાં. યાવચ્ચંદ્રદિવાકરૌ ટકવાની આશાએ એ બંધાયા હતા. "એના પથરા જાણે સેંકડો માઈલ દૂર આવેલી ખાણોમાંથી લાવવાના ન હોય,

૪. ઇલિયટ સ્મિથ.

પણ રસ્તાની બાજુમાં જ ઊગી નીકળતા હોય, એટલી ગાંડી ધીરજથી ખડકવામાં આવ્યા હતા."[૫] પિરામીડ રચનાર પહેલા રાજા ખુફુના પિરામીડમાં પથ્થરની પચીસ લાખ શિલાઓ છે, ને તેમાંની કેટલીક તો દોઢસો ટન વજનની છે. સર્વનું સરેરાશ વજન અઢી ટન છે. એ પિરામીડે પાંચ લાખ ચોરસ ફીટ જગા રોકી છે, અને તે ૪૮૧ ફીટ ઊંચો છે. હેરોડોટસે કહ્યું છે કે તેને બાંધવાને એક લાખ માણસોએ (ત્રણ ત્રણ મહિનાના વારાથી) ત્રીસ વરસ લગી કામ કરેલું. એનાં માપની ચોકસાઈ અને કેટલીક શિલાઓની સફાઈ ખરેખર એ પ્રજાની સ્થાપત્યકુશળતાનો સચોટ પુરાવો આપે છે.

પાછળના ઘણા રાજાઓએ એવા પિરામીડ ન બંધાવ્યા, છતાં તેમને પણ તેમની કલ્પના પ્રમાણે અમર તો રહેવું જ હતું, એટલે તેમણે પહાડ કોતરીને તેમાં પોતાની કબરો બંધાવી; તેમાં પોતાના દેહો મુકાય એવી યોજના કરી; અને તેઓ જીવતાં જે જે વસ્તુઓ વાપરતા તે બધી તેમાં મુકાય (જેથી મરણોત્તર જીવનમાં પણ એ વાપરવા મળે), જે સ્ત્રીઓ ને નોકરચાકરોની સેવા તેમને જીવતાં મળતી તેમની પ્રતિકૃતિઓ કબરમાં શબની સાથે મુકાય, એવી પેરવી કરી. આમ એ કબરોએ જ મિસરની એ સંસ્કૃતિને ખજાનાની પેઠે હજારો વરસ સાચવી રાખી. એ કબરો જ્યારે ઊઘડી ત્યારે એમાંથી માણસે કદી કલ્પી ન હોય એટલી સામગ્રી મળી આવી; અને વીસમી સદીનું જગત એ પ્રાચીન સંસ્કૃતિને નવી નજરે જોતું થયું. મિસરનુ ઘણું સાહિત્ય પણ એ પિરામીડો ને કબરોમાં જ લખેલું કે સંઘરેલું મળી આવ્યું છે.

## સંસ્કૃતિનો ઊગમ

મિસરમાં સંસ્કૃતિનો ઊગમ કેવી રીતે થયો એની કેટલીક દંતકથાઓ જ મળે છે. જે સંસ્કૃતિનો ઇતિહાસ મળે છે

૫. વિલ ડુરાં.

તે મૂળ પરદેશથી આવેલી એમ એ સમયને લગતા કેટલાક પુરાવા પરથી મનાય છે. જગતની સંસ્કૃતિનો પ્રથમ ઉદ્‌ભવ ક્યાં થયો એને વિષે અનેક મતો ચાલે છે.[૧] કેટલાક માને છે કે એ

---

૧. સર જોન મારશલ માને છે કે સિંધુકાંઠાની સંસ્કૃતિ જ સર્વથી પ્રાચીન છે. વિલ ડુરાં લખે છે: "ઇજિપ્તમાં પહેલો પિરામીડ બંધાયો ત્યારે મોહેન-જો-ડારોની સંસ્કૃતિનો મધ્યાહ્નકાળ હતો; અને તેને સુમેરિયા તથા બેબિલોનિયાની સાથે વેપાર, ધર્મ ને કલાની લેવડદેવડના સંબંધો હતા." ડુરાંનો પોતાનો મત એવો છે કે "સંસ્કૃતિના ઐતિહાસિક નાટકના સૌથી પ્રથમ જાણીતા અંકો મેસોપોટેમિયાની નદીઓના દોઆબે જોયા હશે એમ પુરવાર થવાનો સંભવ છે." બીજા વિદ્વાનોના મત ટાંકતાં તે લખે છેઃ "મેકડોનેલ માને છે કે સિંધુકાંઠાની આ અજબ સંસ્કૃતિ સુમેરિયાથી આવેલી હતી. હૉલ માને છે કે સુમેરિયનોને તેમની સંસ્કૃતિ હિંદુસ્તાનથી મળેલી હતી. વૂલી માને છે કે સુમેરિયનો અને પ્રાચીન હિંદુઓ બંનેએ બલુચિસ્તાનમાં કે તેની નજીક પ્રગટેલી કોઈ પ્રાચીનતર સંસ્કૃતિમાંથી પોતાની સંસ્કૃતિ લીધી હશે. શોધકોને જોઈને આશ્ચર્ય થયું છે કે બેબિલોનિયા અને હિંદ બંનેમાં મળેલી કેટલીક સરખી મુદ્રાઓ મેસોપોટેમિયન સંસ્કૃતિની પ્રારંભિક ભૂમિકાની, પણ સિંધુતટની સંસ્કૃતિની પાછલી ભૂમિકાની, છે; એટલે તે સૂચવે છે કે હિંદુસ્તાનની સંસ્કૃતિ વધારે જૂની છે." ચાઈલ્ડનો મત એ તરફ ઝૂકે છે. વેડેલ સુમેરિયન સંસ્કૃતિને પ્રાચીનતમ માને છે. આર્થર બ્રોડિયર નામનો એક લેખક લખે છે: "સિંધ અને પંજાબના રસાળ નદીકાંઠાના પ્રદેશોમાં પુરાતત્ત્વશોધકોએ થોડાં જ વરસ પર હરપ્પા અને મોહેન-જો-ડારોનાં મહાનગરો ખોદી કાઢ્યાં છે. તેમાં મળી આવેલી વસ્તુઓએ, વજ્રાઘાતની પેઠે, ઈતિહાસકારોના રૂઢ મતોના ચૂરા કરી નાખ્યા છે. અહીં, હિંદના વાયવ્ય ભાગમાં, જે સંસ્કૃતિ જોવામાં આવી છે તે કદાચ સુમેર અને ઇજિપ્તના કરતાં પણ જૂની ઠરે. પિરામીડો બંધાયા અથવા તો બેબિલોનિયાના પૂજારી-રાજાઓ ભવ્ય સ્તોત્રોનો પાઠ કરતા તેના પહેલાં જ આ સંસ્કૃતિ અજબ કુશળતા ને વૈભવની સ્થિતિએ પહોંચી હતી. સિંધમાં આવેલું મોહેન-જો-ડારો એ એક ઉપર એક આવેલાં દસ નગરોના થરવાળી એક વિશાળ ટેકરી છે; તેમાંનાં નવામાં નવાં ત્રણ જ હજુ તો ખોદાયાં

ઉદ્ભવ મેસોપોટેમિયામાં આવેલી ટિગ્રીસ અને યુફ્રેટિસ નદીને કાંઠે થયો હતો; બીજા કેટલાક એ માન સિંધુતટના પ્રદેશને આપે છે. વૅડેલ નામના એક અંગ્રેજ વિદ્વાને સંસ્કૃત, સુમેરિયન અને ઇજિપ્શિયન ત્રણેય ભાષાનો ઊંડો અભ્યાસ કરી કેટલાંક અનુમાનો કાઢયાં છે, તે જોકે સર્વસંમત થયાં નથી છતાં રમૂજી છે. મહાભારતમાં જે મનસ્યુ રાજાનું નામ આવે છે ને પુરાણોમાં સૂર્યવંશી સગર રાજાના પુત્ર અસમંજસનું નામ છે તે એક જ વ્યક્તિનાં નામ છે. સગર રાજા સુમેરનો રાજા હતો, ચક્રવર્તી હતો, ને ભારતવર્ષથી માંડીને ઇંગ્લંડ લગી તેની આણ વર્તતી હતી. એનો પુત્ર અસમંજસ તે જ ઇજિપ્શિયન સંસ્કૃતિનો પ્રથમ સંસ્થાપક અહ-મંજ, જેને ગ્રીક લોકો મીનીઝ નામે

---

છે. ઇ. સ. પૂર્વે ૩૦૦૦ ને સુમારે તજાયેલું આ મહાનગર, અને તેને મળતું બીજું નગર હરપ્પા, એ બંનેમાં જે જીવન પ્રગટ થાય છે તે ઘણું સમૃદ્ધ ને જટિલ છે. તેના ઉત્સાહી શોધકો તો એવો દાવો કરે છે કે જે ખંડેરો આજ સુધી જોવામાં આવ્યાં છે તેના કરતાં એ સંસ્કૃતિ ઓછામાં ઓછાં દોઢ હજાર વરસ જેટલી જૂની હશે. એ નગરોમાં વ્યવસ્થિત ને સારી ફરસબંધીવાળા રસ્તા છે; અને એ રસ્તા જે વખતે બંધાયા તે વખતે સુમેરનાં નગરોમાં કશી ચોકસ યોજના ન હતી. વળી આ નગરોમાં પાણી વહી જવાની નીકોની યોજના, સ્નાનગૃહો, સુંદર બાંધણીવાળાં ઘરો અને મોટાં મંદિરો પણ હતાં. ઇજિપ્ત કે બૅબિલોનિયા ઘોડાને ઓળખતાં થયાં તે પહેલાં લાંબા વખત પર આ નગરોના લોકો અશ્વારોહણ કરતા. તેમણે હાથીને પકડી કેળવ્યો હતો. ત્યાંના કંસારા, કુંભાર અને ઝવેરીઓ સુંદર ને સુશોભિત વસ્તુઓ બનાવતા. વૃષભ, વાઘ, કૂતરા, વાનર, સાપ અને મનુષ્યની તેમણે કોતરેલી આકૃતિઓ સરસ કુશળતા અને આકાર વિષેના આશ્ચર્યકારક જ્ઞાનનો પુરાવો આપે છે. આ સંસ્કૃતિનું સૌથી વિશેષ દેખાઇ આવતું લક્ષણ એ છે કે તેમાં પ્રારંભિક સુમેરિયન સંસ્કૃતિ અને આર્ય ભારતનાં પાછલાં કલા અને ધર્મ બંનેને મળતા અંશો દેખાઇ આવે છે." ('એ પેજન્ટ ઑફ સિવિલિઝેશન')

ઓળખે છે. સગર અને અહ-મંજનાં નામની મુદ્રાઓ સિંધુને કાંઠે પણ મળે છે; ને તેમાં ઇજિપ્તનું નામ 'મુશીર' આપેલું છે. (એ 'મુશીર' ઉપરથી જ 'મિસર' શબ્દ નીકળ્યો હોય.)[૭] વૅડેલ એમ પણ કહે છે કે મિસરની લિપિ એ પણ મૂળ સુમેરની લિપિ પરથી વિકસેલી છે; ને મિસરનાં જૂનામાં જૂનાં લખાણો તે સુમેરિયન લિપિમાં, અને સુમેરની પેઠે માટીનાં કોઠી આકારનાં લંબગોળ બીબાં પર કોતરેલાં છે.

## પુરાતત્ત્વસંશોધન

મિસરની પ્રાચીન સંસ્કૃતિ અને તેનું સાહિત્ય બંનેનો લોપ થયો તે પછી સેંકડો વરસ લગી જગતને તેની કંઈ જ જાણ ન હતી. ગ્રીક લેખકોનાં લખાણોમાં ક્વચિત તેના ઉલ્લેખો મળતા એટલું જ. એ શોધ અજબ રીતે થવા પામી. ઇ. સ. ૧૭૯૮માં નેપોલિયને મિસર પર ચડાઈ કરી ત્યારે પોતાની સાથે કેટલાક ઇતિહાસના અભ્યાસી વિદ્વાનોને પણ તે લઈ ગયેલો. એ માણસોએ જ લકસર અને કર્નાકનાં મંદિરોની આધુનિક જગતને પહેલવહેલી જાણ કરી. છતાં ત્યાંના શિલાલેખો તેઓ વાંચી શક્યા નહીં. સદ્ભાગ્યે તેમને એક કાળી શિલા એવી મળી ગઈ જેના પર એક જ લેખ ત્રણ જુદી જુદી લિપિમાં હતો—એક મિસરની શિષ્ટલિપિ; બીજી મિસરની લોકલિપિ; ને ત્રીજી ગ્રીક લિપિ. એ લેખ તે ઇ. સ. પૂ. ૧૯૬માં કાઢેલું પાંચમા ટૉલેમી નામના રાજાનું ફરમાન હતું. જાણીતી ગ્રીક લિપિ પરથી યુરોપિયન વિદ્વાનોએ મિસરની લિપિ બેસાડવાનો પ્રયત્ન કર્યો. યંગ નામના એક અંગ્રેજ વિદ્વાને એ વિષયમાં ઘણો પરિશ્રમ કર્યો. પણ છેવટની સફળતા મળી શૅંપોલિયોં નામના એક ફ્રેન્ચ વિદ્વાનને. તેણે વીસ વરસની મહેનત પછી આખો શિલાલેખ ઉકેલ્યો, મિસરી અક્ષરો શોધી કાઢ્યા, અને

૭. ઇજિપ્ત દેશનું ત્યાંની મૂળ ભાષામાં નામ હતું 'ગબ્ત'. તે ઉપરથી ગ્રીકોએ કર્યું 'ઇજિપ્ટોસ'. તે પરથી 'ઇજિપ્ત' શબ્દ નીકળ્યો છે.

મિસરનાં સંસ્કૃતિ ને સાહિત્યના જે ભંડારો બંધ પડેલા હતા તેનાં દ્વાર જગતને માટે ખૂલી ગયાં. ત્યારપછીનાં સો વરસમાં મિસરના અનેક પ્રાચીન અવશેષો — અનેક મૂર્તિઓ, રોજના વાપરની ચીજો, શિલાલેખો, કાગળ પર લખેલાં લખાણોનાં ટીપણાં વગેરે — પુષ્કળ પ્રમાણમાં મળતા ગયા, અને તે કાહિરો, બર્લિન, લંડન, પારીસ, ન્યૂયૉર્ક વગેરેનાં સંગ્રહાલયોમાં મોકલાયા. મિસરનું જે કંઇ સાહિત્ય મળી આવ્યું તેનાં યુરોપની ભાષાઓમાં ભાષાંતરો થયાં.

## મિસરની લિપિ

જગતમાં લેખનની શરૂઆત ક્યાં ને કેવી રીતે થઈ હશે તે કહી શકાય એમ નથી. કેટલાક ઇતિહાસકારનું એમ પણ માનવું છે કે જગતમાં લેખનની શોધનો લાંબા વખત લગી વિરોધ થયો હશે, ને તેને પ્રજાની નીતિને ભ્રષ્ટ કરનાર માનવામાં આવી હશે મિસરમાં એક એવી દંતકથા ચાલતી કે વિદ્યાના દેવ થોથે જ્યારે થેમાસ રાજાને લેખનની કળા શીખવી ત્યારે રાજાએ તેને સંસ્કૃતિનો શત્રુ ને વિઘાતક માની તેની અવગણના કરેલી, અને કહેલું: "બાળકો ને જુવાનોને અત્યારલગી જે કંઇ શીખવાતું તે શીખવા ને યાદ રાખવા તેમને એકાગ્રપણે મહેનત કરવી પડતી. તેઓ હવે એવી મહેનત કરતા મટી જશે ને સ્મરણશક્તિને સતેજ રાખવા વિષે દુર્લક્ષ કરશે." લેખનની આ પહેલવહેલી કળા કુંભારકામને અંગે ખીલી હશે, ને માટીનાં વાસણો પર તેના બનાવનારનું નામ લખવા માટે તેનો ઉપયોગ પહેલવહેલો થયો હશે, એવો પણ એક તર્ક છે. મિસરના જૂનામાં જૂના જે શિલાલેખો મળ્યા છે તે, પાછળ કહ્યું તેમ સુમેરિયન ભાષા ને લિપિમાં લખેલા અને માટીનાં લંબગોળ બીબા પર કોતરેલા છે. ઇજિપ્ત-વિદ્યાના પ્રસિદ્ધ વિદ્વાન ફ્લિન્ડર્સ પેટ્રીનો પણ એવો જ મત છે. કાચી માટી પર અક્ષરો કોતરી તેને ભઠ્ઠામાં પકવી પાકી કરવાનો રિવાજ

પ્રાચીન કાળમાં ઘણા દેશોમાં હતો. ત્યારપછી મિસરની સ્વતંત્ર સંસ્કૃતિ જેમ વિકસતી ગઈ તેમ ત્યાં ત્રણ પ્રકારની લિપિ પ્રચલિત થઈ: (૧) દેવલિપિ અથવા ચિત્રલિપિ. એને શિષ્ટલિપિ પણ કહી શકાય. ગ્રીકોએ એને 'હાએરોગ્લીફ' (Hieroglyphs) એટલે કે પવિત્ર લખાણ નામ આપેલું. થોથદેવે એ લિપિમાં લખાણો લખેલાં તે પરથી તેને દેવલિપિ પણ કહેતા. ધર્માધિકારીઓ એ જ લિપિ વાપરતા, ને સામાન્ય લોકોએ એ લિપિનો વાપર છોડી દીધા પછી પણ એમણે તે ચાલુ રાખેલો. એમાં પુરુષો, સ્ત્રીઓ, દેવો, દેહના અવયવો, પ્રાણીઓ, વૃક્ષો, છોડ, ફૂલો, વગેરેનાં ચિત્રોનો ઉપયોગ થતો. શરૂઆતમાં એક એક ચિત્ર એક એક વસ્તુને માટે વપરાતું. પાછળથી તે વસ્તુથી સૂચવાતા વિચારને અથવા તે વસ્તુમાં રહેલા ગુણને સૂચવવા પણ તેનો ઉપયોગ થવા લાગ્યો. તે તે વસ્તુના નામના પહેલા અક્ષર પરથી તે અક્ષરને માટે પણ ક્યારેક એ ચિત્ર વપરાવા લાગ્યું.* આ ત્રણેય રીત એકીસાથે ચાલતી; એટલે લિપિ ઉકેલવાનું કામ બહુ જ મુશ્કેલ થઈ પડ્યું. આજે જેને આપણે 'મૂળાક્ષર' કહીએ છીએ એવા પૂરા અર્થમાં મૂળાક્ષરોની શોધ થઈ હતી એમ ન કહી શકાય. આ લિપિ ડાબી તરફથી જમણી તરફ લખાતી. (૨) બીજી લિપિ તે લેખનલિપિ. એ સ્વતંત્ર લિપિ ન હતી, પણ જેમ બાળબોધ પરથી મરાઠીમાં મોડી થઈ, ને જેમ દેવનાગરી લિપિ પરથી શિરોરેખા કાઢીને ગુજરાતી લિપિ બની, તેમ દેવલિપિનું જ લેખનસુલભ રૂપ તે આ લેખનલિપિ હતી. ગ્રીકો એને કહેતા 'હાએરેટિક' (Hi[illegible]) સાહિત્યનાં લખાણોની નકલો કરવામાં તેનો ઉપયોગ થતો, [illegible] વેપારીઓ ને બીજા લોકો નિત્યના વ્યવહારમાં તેનો વાપર કરતા તે જમણી તરફથી ડાબી તરફ લખાતી. (૩) ત્રીજી લિપિ તે લોકલિપિ. એ લેખનલિપિનું જ અધિક લોકસુલભ રૂપાન્તર હતું, તેથી ગ્રીકોએ એને 'ડેમોટિક' એટલે 'લોકલિપિ' એ

નામ આપ્યું. ઝાઝું શિક્ષણ નહીં પામેલા સામાન્ય લોકો સામાજિક વહેવારમાં ને વેપારરોજગારમાં એ લિપિથી કામ ચલાવતા. આ ઉપરાંત એક ચોથું નામ આવે છે 'કૉપટિક'. પણ એ સ્વતંત્ર ભાષા કે લિપિ નથી. ઇસુ ખ્રિસ્ત પછીના કાળમાં ખ્રિસ્તી બનેલા લોકો ઇજિપ્તની ભાષા ગ્રીક લિપિમાં લખતા તેને જ 'કૉપટિક' નામ અપાયેલું છે.

## લેખનસામગ્રી

એટલા પ્રાચીન સમયમાં લેખનને અંગે વપરાતી સામગ્રી કેવા પ્રકારની હતી એ પણ જાણવાનું મન થાય એવું છે. મિસરમાં લેખનનું મુખ્ય સાધન તે પૅપીરસના છોડમાંથી બનાવેલા કાગળ હતા. 'પૅપીરસ' એ ગ્રીક ભાષાનો શબ્દ છે, ને તેના ઉપરથી જ અંગ્રેજી શબ્દ 'પેપર' નીકળેલો છે. મિસરની ભાષામાં એને માટે શબ્દ હતો 'થુફ' અથવા 'થુફી' અથવા 'ધેફ'. પૅપીરસના છોડ એક કાળે ઉત્તર મિસરમાં આવેલા આખા દ્વીપકલ્પના ભાગમાં અને નાઇલના પ્રવાહ પાસેની ભેજવાળી જમીનમાં પુષ્કળ ઊગતા. તે ૨૦થી ૨૫ ફીટ ઊંચાઈના થતા, ને તેના થડનો વ્યાસ ૩॥ થી ૬ ઇંચ જેટલો થતો. ખજૂરીના ઝાડના જુદા જુદા ભાગનો જેવો ઉપયોગ થાય છે તેવો જ આના ભાગોનો પણ થતો. કાગળ બનાવવા માટે થડના કાપીને કકડા કરવામાં આવતા, ને તેમાંથી ઘણી પાતળી ચીપો બનાવવામાં આવતી. એ ચીપોને ઊભી ગોઠવવામાં આવતી, ને તેના પર ચીપોનો એક બીજો થર આડો ગોઠવવામાં આવતો. પછી ચીપોના એ બે થરની વચ્ચે ગુંદર કે એવો કંઇક ચીકણો પદાર્થ લગાડવામાં આવતો, અને એ થરોને ભેગા દબાવતા કે ઠોકીને સજ્જડ બેસાડતા, અને પછી સૂકવવા મૂકતા. એ કાગળના રંગમાં વિવિધતા રહેતી; અને રતુમડાથી માંડીને ઝાંખા રૂપેરી સુધીના રંગ આવતા. એવા અનેક ટુકડા જોડીને

(એક ટુકડાના જમણી બાજુના છેડાને પછીના ટુકડાના ડાબી બાજુના છેડા સાથે જોડીને) ગમે તેટલું લાંબું ટીપણું બનાવી શકાતું. એવું લાંબામાં લાંબું ટીપણું ૧૩૫ ફીટ લાંબું ને ૧૬।। ઇંચ પહોળું મળેલું છે. એ ટીપણા કે પુસ્તકને મિસરની ભાષામાં 'ચમા' કહેતા. એનો વીંટો કર્યા પછી તેની આસપાસ પેપીરસના રેસાની જ દોરી બાંધવામાં આવતી. તેને બંધ કરવાને દોરી પર માટીનો લોંદો મૂકી તેના પર વીંટી અથવા મહોરથી છાપ મારવામાં આવતી. પાછળથી મિસરના ખ્રિસ્તીઓ જ્યારે બાઇબલના અધ્યાયો પેપીરસના કાગળ પર લખતા થયા ત્યારે તેમણે, કાગળના ટુકડાઓને ચોડી તેનું વાળીને ટીપણું બનાવવાને બદલે, ટુકડાઓને બાંધી આજના જેવાં પુસ્તકો બનાવવા માંડ્યાં. લખવા માટે કાગળને બદલે ચામડાનો ઉપયોગ પણ થતો, પણ તે ક્વચિત જ. આ બંને વસ્તુઓ કીમતી હતી; એટલે કાચા મુસદ્દા, નિશાળિયાઓનાં લખાણ, અને કાચી નકલોને માટે નરમ ધોળા પથ્થરના ટુકડા અથવા ભાંગેલાં માટીનાં વાસણની ઠીકરીઓ વપરાતી. કેટલીકવાર લાકડાના પાટિયા પર ચૂના કે ખડીનો પાતળો થર લગાડીને તેનો પણ ઉપયોગ કરવામાં આવતો.

બીજી વસ્તુ તે લેખક અથવા લહિયાનું પાટિયું—મિસરની ભાષામાં 'ગસ્ત'. 'ગસ્ત' એટલે લાકડા, હાથીદાંત કે પથ્થરનો ચોખંડો ટુકડો. તેની લંબાઇ ૯ થી ૧૬ ઇંચ, અને પહોળાઇ ૨ થી ૩ ઇંચ રહેતી. તેને એક છેડે બે કે વધારે ગોળ અથવા લંબગોળ ખાનાં રખાતાં, તેમાં શાહી રહેતી. એક આડો, એક તરફ સહેજ ઢોળાવવાળો, ખાડો રહેતો તેમાં કલમો રખાતી. તે ખાડાને ઢાંકણું રહેતું. લહિયાઓ કેટલીકવાર એ પાટિયા પર પોતાના સમયના રાજાનું નામ અથવા થોથદેવની આકૃતિ કોરી રાખતા.

લેખનનું ત્રીજું સાધન તે ખડિયો (મિસરની ભાષામાં ' પસ '

અથવા 'પેસ' ). તે ચકચકતી માટીનો, દોઢથી ત્રણ ઇંચ ઊંચો રહેતો. શાહી અથવા પ્રવાહી રંગ એ ખડિયામાં રાખેલા વનસ્પતિના રેસાના પોતામાં કે કપડાના જેવી વાદળીમાં સચવાતાં.

ચોથું સાધન તે કલમ ('આર' અથવા 'ગશ' ). તે દસ ઇંચ લાંબી રહેતી. તેનો લખવાનો છેડો કપાતો નહીં પણ કૂટીને પીંછી જેવો બનાવાતો. કલમો જુદીજુદી જાડાઇની બનાવાતી. પાછળથી પીંછીને બદલે કાપેલા છેડાવાળી બરુની કલમ વપરાતી થઈ હતી.

પાંચમું સાધન તે કાળી શાહી. તે એટલી સારી બનાવાતી કે આજે હજારો વરસ થયા છતાં એ શાહીથી લખેલાં લખાણો તાજાં હોય એવાં દેખાય છે. સાહિત્યકૃતિઓની નકલો કરવામાં કાળી ને રાતી બંને શાહી વપરાતી.

જે સમાજમાં લેખનકળા ઘણા ઓછા માણસોને અવગત હતી તે સમાજમાં લેખક (લહિયા)નું સ્થાન ઊંચું ને આદરપાત્ર હોય એ સ્વાભાવિક છે. ( જુઓ 'અમલદાર થજે' એ પ્રકરણ, પૃ. ૭૭ ). પલાંઠી વાળીને બેઠેલા લહિયાનું પથ્થરનું એક પૂતળું મળી આવેલું તે હાલ પારીસમાં લુવ્રના સંગ્રહાલયમાં છે.

## સાહિત્યના પ્રકાર

મિસરનું જે કંઇ પ્રાચીન સાહિત્ય મળે છે તેના આટલા વિભાગ પડે છેઃ (૧) શિલાલેખો. ઘણી જગાએ મંદિરોમાં, સ્તંભોની નીચે, તથા મૂર્તિઓની ઉપર રાજાઓએ શિલાલેખો કોતરાવી તેમાં પોતાની કીર્તિનું ને પોતાનાં સારાં કામોનું વર્ણન કરાવ્યું છે. એવા કેટલાક લેખોના નમૂના આ પુસ્તકમાં આપ્યા છે. (૨) માટીની તખતીઓ. દક્ષિણ મિસરના તેલ–અમારના નામના એક ગામડામાં પહાડની તળેટીએ આવેલા એક ખાડામાંથી આવી તખતીઓ પુષ્કળ મળી છે. તેલ–અમારનામાં એક કાળે મિસરની રાજધાની પણ હતી. એ તખતીઓ

સુમેર, એસીરિયા વગેરેમાં પ્રચલિત શરલિપિ (cuneiform)માં લખેલી છે, ને તેમાં પરદેશના રાજાઓએ મિસરપતિઓ પર લખેલા કાગળો છે.[૮] નિષ્ણાતોના મત અનુસાર, તેની ભાષા બાઇબલના જૂના કરારની હિબ્રુ ભાષાને મળતી આવે છે. ઈ. સ. પૂર્વે પંદરસોના અરસામાં મિસર અને એ દેશો વચ્ચે કેવો સંબંધ હતો તેનો ઐતિહાસિક પુરાવો આ કાગળો પરથી મળે છે. (૩) પિરામીડની દિવાલો પર લખેલાં લખાણો. (૪) લાકડાનાં કફનની અંદર લખેલાં લખાણો. (૫) પેપીરસ કાગળ પર લખેલાં લખાણો. આવાં લખાણોવાળા કાગળોને વાળી, વીંટી, બરણીઓમાં ભરી, તેના પર ચિઠ્ઠીઓ ચોડી, તેને છાજલીઓ પર રાખવામાં આવતાં. એવાં અનેક પ્રાચીન પુસ્તકાલયો મળી આવ્યાં છે. ઘણા કાગળો વચ્ચે વચ્ચે ખવાઈ ગયેલા હોઇ તે પરનાં લખાણોમાં પણ એટલાં ગાબડાં પડેલાં મળે છે. (૬) માટીની ઠીકરીઓ, પથ્થરના ટુકડા, ખડીવાળાં લાકડાનાં પાટિયાં વગેરે પર લખાયેલાં પરચૂરણ લખાણો.

દુર્ભાગ્યે ઘણા પ્રાચીન સાહિત્યનો નાશ થઈ ગયો છે. જેટલું મળ્યું છે તે આકસ્મિક સંયોગને લીધે—અથવા પિરામીડોમાં, કબરોમાં ને કફનોમાં સચવાઈ રહેવાને લીધે—રહી ગયું છે. મળેલામાંથી પણ ઘણું જર્જરિત થઈ ગયેલું છે. કેટલુંક નિશાળિયાઓએ કરેલી પ્રતોમાં સચવાયેલું હોઇ અશુદ્ધિઓથી ભરપૂર છે. ઉપલબ્ધ સાહિત્યમાં કેટલાક પ્રકારો સ્પષ્ટપણે દેખાઈ આવે છે. આરંભકાળનું સાહિત્ય મુખ્યત્વે ધાર્મિક છે. તેમાં મોટે ભાગે દેવોનાં સ્તોત્રો, જાદુ વશીકરણ આદિના મન્ત્રો, અને મૃતાત્માઓની પ્રાર્થનાઓ આવે છે. આ છેલ્લા પ્રકારના સાહિત્યને અંગ્રેજ વિદ્વાનોએ 'પ્રેતસંહિતા' (The Book of the Dead) એ નામ આપ્યું છે. મિસરની ભાષામાં એને 'દિવસાગમન' (Coming Forth by Day) કહેતા. મરણોત્તર જીવનને વિષે

---

૮. તે મિસરની ભાષામાં ન હોવાથી તે આ પુસ્તકમાં આપ્યા નથી.

મિસરવાસીઓ ઘણી કાળજી રાખતા હોઈ, તેઓ માનતા કે આ ગ્રન્થમાં આપેલા મન્ત્રોનો પાઠ કરવાથી મૃતાત્મા ન્યાયસભામાં બેસનારાં દેવદેવીઓના કોપથી સુરક્ષિત રહે છે. સામાન્ય ભોળા ને વહેમી લોકો એમ પણ માનતા કે પૂજારીઓ ને પુરોહિતોએ લખેલી આ ગ્રન્થની નકલ કબરમાં મૂકી હોય તો મરેલો માણસ નિર્વિઘ્ને ઓસાઈરીસની પાસે પહોંચી શકે છે. દેવોનાં સ્તોત્રો ઋગ્વેદમાં આપેલી દેવોની સ્તુતિઓનું સ્મરણ કરાવે એવાં છે. એમાં કાવ્ય, ભક્તિભાવ, સાનંદાશ્ચર્ય વગેરે છે. પણ ઋગ્વેદના જેટલી ભાષા કે ભાવની ઊંચાઈએ તે પહોંચતાં નથી. જેવી દેવોની સ્તુતિઓ છે તેવી જ દેવસમાન ગણાતા રાજાની પણ સ્તુતિઓ લખાયેલી છે. કેટલીક ધાર્મિક પુરાણકથાઓ પણ છે; દા. ત. 'રાને સર્પદંશ' (પૃ. ૩૧). આ બધાની ભાષા શિષ્ટભોગ્ય ને શણગારવાળી છે, એ આ ગુજરાતી અનુવાદ પરથી પણ જોઈ શકાય એમ છે. રાજાઓએ શિલાલેખોમાં યા બીજાં સ્થળોએ પોતાની કીર્તિગાથાઓ લખાવી છે. તેની ભાષા ને તેનાં વર્ણનો બંનેમાં કૃત્રિમતા, અતિશયોક્તિ ને આડંબર છે. (દા. ત. 'વિજયનું મહાકાવ્ય', પૃ. ૪૯; અને રાજા રામીસીસનો કીર્તિલેખ, પૃ. ૧૨૪). રાજકાજને અંગે જ લખાયેલા હિતોપદેશમાં ભાષા સાદી; સીધી ને સચોટ બને છે. 'તાહોતેપનો હિતોપદેશ' (પૃ. ૫૯) એ શૈલીનો સુંદર નમૂનો છે. આજથી પાંચ હજાર વરસ પર લખાયેલા એ ઉપદેશમાંથી આજનો જમાનો પણ ઘણી શિખામણ લઈ શકે એમ છે. ત્યારપછીનું સાહિત્ય ધીરેધીરે યથાર્થદર્શી બનતું જાય છે, લોકજીવનને વધારે સ્પર્શે છે, અને પ્રજાહૃદયની અનેક ઊર્મિઓનું, તેમજ તેની આશાનિરાશાનું પ્રતિબિંબ એમાં વધારે અંશે પડતું દેખાય છે. કયારેક કવિઓ સમાજની દુર્દશા જોઈ વલોપાત કરતા પણ દેખાય છે. ('એવો રાજા ક્યાં છે?' પૃ. ૬૮; 'વાત કોને કરું?', પૃ. ૭૦) નીતિપ્રવર્તકો ને ચાર્વાકવાદીઓ

મૃત્યુની નિશ્ચિતતાની યાદ દેવડાવી, પોતપોતાની ઢબે, સત્કર્મ કરવાનો કે મોજમજા કરી લેવાનો ઉપદેશ આપવા નીકળી પડે છે. ('જીવન માણી લે', પૃ. ૭૩; 'સત્કર્મ કરી લે', પૃ. ૭૫) 'અમલદાર થજે' (પૃ. ૭૭) એ જેમ તે વેળાની પરિસ્થિતિનો ચિતાર આપે છે, અને જુદા જુદા વર્ગોની સ્થિતિ વર્ણવે છે, તેમ હાસ્યરસનો પણ એક સુંદર નમૂનો છે. પ્રેમગીતો (પૃ. ૮૦) ઘણાં થોડાં ને નાના ટુકડા જેવાં મળ્યાં છે ખરાં, પણ તેમાંયે પ્રેમ સાદી ને સ્પષ્ટ રીતે વ્યક્ત થયેલો છે. વિલાપનાં ગીતો (પૃ. ૮૨, પૃ. ૮૪) થોડાં પણ હૃદયસ્પર્શી છે. આ આખા સાહિત્યમાં ભાવની ઉત્કટતા, લાગણીની તીવ્રતા, કે ભાષાની ભવ્યતા જોવામાં આવતી નથી. ભાવ કે ભાષા ગિરિશિખર જેવી ઊંચાઇએ પહોંચતાં દેખાતાં નથી. એનું એક કારણ તો એ કે એ પ્રાચીન પ્રજાને શબ્દશક્તિ નવી ખીલવવાની હતી; અને બીજું કારણ એ કે રાજકાજ, આર્થિક સંપત્તિ, યુદ્ધો અને વિજયો, અને દેવાલયો તથા રાજમહેલોની રચનામાં રચ્યાપચ્યા રહેલા સમાજને ભાષા ને સાહિત્યની ખિલવણી પાછળ આપવા જેટલો સમય કે એ માટેની શક્તિ પણ ન રહ્યાં હોય.

## લોકકથાઓ

આ પછીનો સાહિત્યનો એક પ્રકાર છે લોકકથાઓનો. મિસરના સાહિત્યમાં એવી લોકકથાઓ છેક પ્રાચીનકાળથી ચાલી આવી છે. એવી એક એક વાર્તાની અનેક હાથપ્રતો મળી છે તે એની લોકપ્રિયતાનો પુરાવો આપે છે. એ લોકકથા કહેનારો એક નોખો વર્ગ હોય એ પણ સંભવિત છે. આ કથાઓમાંની કેટલીક તો આખા દેશમાં યુગો લગી પ્રચલિત હશે, ને આબાલવૃદ્ધ સ્ત્રીપુરુષો તે બહુ રસથી કહેતાં ને સાંભળતાં હશે, એમ લાગે છે. આ પુસ્તકમાં આપેલી બે ભાઈની રસિક વાર્તા, સેટના અને જાદુની ચોપડીની કરુણરસથી ભરપૂર વાર્તા, રોબીનસન ક્રૂઝોની

પુરોગામી જેવી ભાંગેલા વહાણની વાર્તા, બિરબલ બાદશાહની યાદ કરાવે એવી ખેડૂતના ન્યાયની વાર્તા, એ કોઇ પણ દેશના સાહિત્યમાં કાયમનું સ્થાન પામે એવી લોકકથાઓ છે. ઓસાઇરીસ અને આઇસીસની વાર્તા, જેનો ઉલ્લેખ પ્રસંગોપાત્ત આ પુસ્તકમાં કરેલો છે, તે એક સનાતન પ્રણયકથા છે.

## જીવન અને મૃત્યુ

મિસરના સાહિત્યમાં ને જીવનમાં મૃત્યુ તથા તેને લગતી વસ્તુઓને — મમી, કબર, પિરામીડ વગેરેને — ઘણું મહત્ત્વ અપાયેલું હતું. મેટરલિન્કે તો એમ પણ કહ્યું છે કે "પ્રાચીન મિસર એ જ એક કબરરૂપ હતું. મૃત્યુનો વિચાર એના આખા જીવનને વ્યાપી વળેલો હતો......જીવતાંનાં નગરો એ મરેલાંનાં નગરોની આગળ કશી વિસાતમાં નહોતાં......જે વસ્તુઓ જીવનની સેવા કરનારી હતી તે નદીના પ્રવાહમાં વહી ગઇ છે કે રણની રેતીમાં દટાઇ ગઈ છે. જે વસ્તુઓ મૃત્યુની સાથે સંબંધ ધરાવતી હતી તે રહી ગઇ છે ને ચિરસ્થાયી બની છે. કેમકે મિસરની આખી જમીનનો અંદરનો ભાગ વાદળીની પેઠે અગણિત કબરોથી ખીચોખીચ ભરાઇ ગયેલો છે; અને એ જમીનની સપાટી પિરામીડો અને મંદિરોથી—એટલે કે વસ્તુતઃ રાજાઓ અને દેવોની કબરોથી — છવાઇ ગયેલી છે."[૯] છતાં મિસરની પ્રજા જીવનવિમુખ નહોતી, તેનો જીવનરસ ઊડી ગયેલો નહોતો, સંસારના માનવી સ્નેહસંબંધો તેને અકારા નહોતા, એનો પૂરતો પુરાવો આ સાહિત્ય પૂરો પાડે છે. મૃત્યુનું ચિન્તન કરવા છતાં એ પ્રજાએ જીવનના ઉલ્લાસ, રંગરાગ ને વિલાસો છોડ્યા નહોતા. અને એ વિલાસ અને એશઆરામ એ જ છેવટે, અમુક અંશે, એની ક્ષીણતાનું, એના પરાજયનું, એની પરાધીનતાનું, ને એના અન્તિમ નિકંદનનું કારણ થઇ પડ્યા, એ પણ ઇતિહાસસિદ્ધ ઘટના છે.

૯. 'એનશ્યન્ટ ઇજિપ્ટ', પૃ. ૩૭-૯.

## ધર્મવિચાર

આ પુસ્તકમાં આપેલા મિસરના ધર્મસાહિત્યના કેટલાક ભાગો મિસરમાં કેવો ધર્મ પ્રચલિત હતો તેનો કંઈક ખ્યાલ આપશે. અનેક દેવદેવીઓની સ્તુતિ, તેમની પૂજા, તેમને રીઝવવાને આપેલાં પ્રાણીઓનાં બલિદાનો, ને તેમને માટે બંધાવેલાં મોટાં મંદિરો, એ આ ધર્મની વિશેષતાઓ હતી. રા, અમન, ઓસાઈરીસ, નાઈલ, થોથ વગેરે મુખ્ય દેવો હતા. આઇસીસ, હથોર, નૂત વગેરે કેટલીક દેવીઓ પણ હતી. નાનાં નાનાં દેવદેવીની સંખ્યા ઘણી મોટી હતી. ઋગ્વેદની જેમ નિસર્ગનાં કેટલાંક અંગોને જ દેવદેવીરૂપે કલ્પી તેમની સ્તુતિ કરવામાં આવતી; પણ તેમની સંખ્યામાં કે તેમની સ્તુતિમાં ઋગ્વેદના જેટલી વિવિધતા ન હતી. શરૂઆતમાં પ્રાણીઓને દેવરૂપે પૂજવામાં આવતાં. બળદ, બિલાડી, માછલી, બાજ, શિયાળ, સાપ, વાનર, ગરોળી, મગર, દેડકા, સસલાં, પારેવાં વગેરે પ્રાણીઓ દેશમાં જુદે જુદે સ્થળે ને જુદે જુદે સમયે પવિત્ર ગણાઈને પૂજાતાં, પળાતાં ને અવધ્ય મનાતાં. ગ્રીક ઇતિહાસકાર હેરોડોટસ લખે છે કે "આ પ્રાણીઓની હાજરીમાં નગરવાસીઓ બાધાઓ ઉતારતા. સામે ઊભેલું પ્રાણી જે દેવનું પ્રતીક હોય તે દેવની પ્રાર્થના એ પ્રાણીને ઉદ્દેશીને એ લોકો કરતા." બાઈબલના જૂના કરારમાં મિસરવાસીઓને વાછડાની સોનાની મૂર્તિની પૂજા કરતા વર્ણવ્યા છે, એ પણ આ પ્રાણીપૂજાનું જ ઉદાહરણ છે. આગળ જતાં દેવોને મનુષ્યરૂપધારી કલ્પવામાં આવ્યા. સૂર્ય એ મુખ્ય દેવ હતો, ને ઘણા દેવો એ સૂર્યનાં જ વિવિધ રૂપો છે, એમ કહેવામાં આવતું. જે દેવની સ્તુતિ ચાલતી હોય તે જ સર્વશ્રેષ્ઠ દેવ છે એમ કહેવા સુધી—અંગ્રેજીમાં જેને Henotheism કહે છે ત્યાં સુધી—એ લોકો પહોંચ્યા હતા; એકદેવવાદ કે એકેશ્વરવાદ લગી પહોંચ્યા ન હતા. દેવોની મૂર્તિઓ બનાવવાનો રિવાજ ઘણો વહેલો શરૂ થયો

હતો. નિરાકાર ઈશ્વરને આકાર આપવાનો પ્રયત્ન ખોટો છે, ને એ વિશ્વવ્યાપીને સમાવી શકે એવી કોઈ ઇમારત માણસથી રચી શકાય એમ નથી, એવા વિચારના ઝબકારા પણ ક્યારેક દેખા દે છે ખરા. ('જીવનદાતા નાઈલને', પૃ. ૨૨) એ એમના તત્ત્વવિચારની પરાકાષ્ઠા છે. ઈખનાતને રચેલા સૂર્યસ્તોત્રમાં પણ દેવો વિષેની કલ્પનાને શુદ્ધતર રૂપ આપવાનો પ્રયત્ન દેખાય છે.

ધર્મની સાથે રાજસત્તાને બહુ નિકટનો સંબંધ હતો; અને રાજાઓ પોતાની સત્તા ટકાવવા માટે પ્રજાની ધર્મશ્રદ્ધાનો ઘણો ઉપયોગ કરી લેતા. રાજા એ સૂર્યનો ઔરસ પુત્ર છે એમ કહેવામાં આવતું. અમન દેવને રાણીઓ સાથે સંભોગ કરતો વર્ણવનારાં કાવ્યો પણ રચાયાં હતાં. છતાં ખુદ મિસરની પ્રજા પર રાજાઓ જુલમ કરતા હશે એમ માનવા માટે ખાસ પુરાવો નથી. રાજા અને તેના અમલદારોનો ન્યાય કરવાનો ધર્મ છે એમ જ મનાતું. 'પ્રધાનનો ધર્મ' (પૃ. ૫૭), 'તા-હોતેપનો હિતોપદેશ' (પૃ. ૫૯), અને 'ખેડૂતનો ન્યાય' (પૃ. ૧૧૩) એ પ્રકરણો એના પુરાવારૂપ છે. મંદિરોના પૂજારીઓ ને ધર્માધિકારીઓનું પ્રાબલ્ય ઘણું હતું. તેઓ જાદુ ને જંતરમંતર કરી જાણતા, ને તેને જોરે લોકોને વશ રાખતા. તેમનાં આપેલાં તાવીજો, હસ્તલિખિત મન્ત્રો વગેરેની લોકોમાં ઘણી માગ રહેતી. તેમણે વિદ્યા સાચવવાનું ને વધારવાનું કામ ઘણું કર્યું હતું. શિક્ષણ આપવાનું કામ પણ તેઓ જ કરતા. એ વર્ગની પાસે વેઠ, લશ્કરી સેવા કે સામાન્ય કર એમાંનું કશું લેવાતું નહીં. એમનું જીવન સામાન્યપણે ઠીકઠીક કઠણ હતું; જોકે એમાં ક્યારેક અનાચારનો પ્રવેશ થતો ખરો. ઈખનાતન રાજાએ એવા અનાચારની સામે જ ઝુંબેશ ઉઠાવેલી. છતાં એ ધર્મ એકંદરે નીતિપોષક હતો, અને નીતિને લગતી એ પ્રજાની કલ્પના ઠીકઠીક આગળ વધેલી હતી, એમ 'પાપ માટે ક્ષમાયાચના'

(પૃ. ૧૬) અને 'મેં પાપ નથી કર્યું' (પૃ. ૧૭) એ પ્રકરણો વાંચતાં દેખાઇ આવે છે.

માણસનું જીવન મૃત્યુ પછી પણ કાયમ રહે છે એ કલ્પનાએ મિસરના ધર્મમાં મોટો ભાગ ભજવ્યો હતો. તેથી માણસ જીવતાં જે જે ચીજો વાપરતો તે બધી તેને મરણ પછી વાપરવા માટે કબરમાં મુકાતી. તેને સ્ત્રીઓ અને નોકરો જોઇએ, તેને માટે શરૂઆતમાં કેટલોક વખત સ્ત્રીઓ અને નોકરો આપઘાત કરીને તેની સાથે મરતાં. પણ પાછળથી એ રિવાજ બદલાયો, ને તેની જગાએ સ્ત્રીઓ, નોકરો વગેરેની પ્રતિકૃતિઓ મુકાવા લાગી. સર્વ વર્ગોમાં જાદુ અને વહેમનું જોર ભારે હતું. દેવોને સદાચારથી રીઝવવા કરતાં મન્ત્રોને જોરે રીઝવવાનો રિવાજ હતો, તેથી અનેક પ્રકારના મંત્રો લોકો શીખતા ને અનેક કામ માટે તેને વાપરતા. મિસરમાં ધર્મ હતો પણ ફિલસૂફી ન હતી. સ્વતન્ત્ર વિચાર કરવાની શક્તિ અને છૂટ બંને ઓછી હશે ધર્મની કલ્પનાઓને વિષે શંકા ઉઠાવી, તેના મૂળ લગી ઊતરી તેને તપાસવાની વૃત્તિનો અભાવ હતો. એટલે ધર્મની પ્રગતિ થવી જોઇએ તેવી ન થઈ શકી. દેવ અને મનુષ્ય એની વચ્ચે અદ્વૈત છે એ કલ્પનાથી એ લોકો બહુ દૂર હતા. 'હું રા છું' (પૃ. ૩૭) એ પ્રકરણમાં એ વિચારની કંઇક ઝાંખી થાય છે; પણ એનો ઉપયોગ તો મુખ્યત્વે રક્ષાના મન્ત્ર તરીકે જ થતો.

## પૂજારીવર્ગ

પૂજારીઓના પ્રાબલ્યની વાત પાછળ કરી છે. એ વર્ગની પાસે સંપત્તિ પણ અઢળક હતી. એક કાળે આ પૂજારીવર્ગ સાત લાખ એકર જમીનનો માલિક હતો; તેમાંના છ લાખ એકર તો થીબ્સ શહેરની નજીકમાં હતા. રામીસીસ ત્રીજાના સમયમાં એ વર્ગની પાસે ૧,૦૭,૦૦૦ ગુલામો — દેશની કુલ વસ્તીના ત્રીસમા ભાગ જેટલા

—હતા; તેમના હાથમાં સાડાસાત લાખ એકર જમીન—ખેડી શકાય એવી કુલ જમીનના સાતમા ભાગ જેટલી—હતી; ૫ લાખ ઢોર હતાં; મિસર અને સિરિયાનાં ૧૬૯ ગામની આવક તેમને મળતી, ને તેના પર કશો કર ન આપવો પડતો. રાજા રામીસીસ ત્રીજાએ અમન દેવના પૂજારીઓને ૩૨,૦૦૦ કિલોગ્રામ (૭૦,૫૬૦ રતલ) સોનું અને ૧૦ લાખ કિલોગ્રામ (૨૨,૦૫,૦૦૦ રતલ) રૂપું આપેલું; ને દર વરસે ૧,૮૫,૦૦૦ ગૂણુ અનાજની આપતો. જેમની પાસે તેણે પુષ્કળ મહેનત કરાવેલી તે મજૂરોને આપવા એના ખજાનામાં પૈસા ન હતા, પણ પૂજારીઓને આપવા સારુ હતા. આમ લોકોને ભૂખે મરવા દઈને જ્યારે પૂજારીવર્ગ સધન થયો હશે ત્યારે લોકોને તેને વિષે દ્વેષ અને અણગમો પેદા થયા હોય એ સ્વાભાવિક છે. એ વર્ગે સંસ્કૃતિની રક્ષા કરી ખરી, પણ સ્વતન્ત્ર વિચારની પ્રગતિને પણ રોકી. સુધારક રાજા ઈખનાતન સામેનો તેનો વિરોધ, અને તેના મૃત્યુ પછી તેમણે વાળેલું વેર, એ એનાં ઉદાહરણો છે. એક કાળ એવો પણ આવ્યો જ્યારે પૂજારીઓ જ રાજા થઈ બેઠા, ને તેમણે પોતાનો વંશ ચલાવ્યો.

## રાજાઓ

મિસરના રાજાઓના ઉલ્લેખ વિના આ લેખ અધૂરો જ ગણાય. મિસરના જેટલા રાજાઓ ને એટલા રાજવંશો બીજા કોઈ દેશમાં થયા જાણવામાં નથી. હજારો વરસના એના ઈતિહાસમાં રાજાઓ સામે બળવા થવાના દાખલા નથી એ હકીકત કેટલેક અંશે રાજાઓની લોકપ્રિયતાની સૂચક છે. એ રાજાઓ વિદ્યાના, કલાના સ્થાપત્યના, ધર્મના પોષક અને આશ્રયદાતા હતા, એ એમણે મૂકેલાં સ્મારકો બતાવે છે. તેમની કલ્પના ભવ્યતામાં વિહરતી. તેમણે જે કંઈ રચાવ્યું તે ભવ્ય પ્રમાણ પર જ રચાવ્યું. ફ્રેંચ વિદ્વાન શૅંપોલિયોંએ લખ્યું છે કે "સ્થાપત્યકળાની કલ્પના જેટલા ભવ્ય, જેટલા વિશાળ,

જેટલા વિસ્તૃત પ્રમાણ પર પ્રાચીન મિસરવાસીઓએ કરી છે તેટલી પ્રાચીન કે અર્વાચીન કોઈ પ્રજાએ કરી નથી. તેઓ જાણે સો ફીટ ઊંચા માણસો ન હોય એની પેઠે તેમની કલ્પના ચાલતી.” મરણ પછી પોતાનું નામ જ નહીં, પોતાની કૃતિઓ જ નહીં, પોતાનો દેહ સુદ્ધાં કાયમ રહે એની ખેવના પણ જગતના બીજા કોઇ રાજાઓએ એમના જેટલી નહીં રાખી હોય. અને એ નામોને ચિરસ્થાયી કરનારાં સ્મારકો પણ તેઓ કેવાં મૂકી ગયા છે! કર્નાકનું આલેશાન, રોનકદાર મહામંદિર બંધાવવામાં પચાસ રાજાઓએ ફાળો આપેલો છે; ને સાઠ એકર જમીન પર એ મંદિરને વિસ્તારેલું છે. દરેક બાજુ ૧/૩ માઇલ લાંબાં એવાં અનેક વિશાળ ચતુષ્કોણ પ્રાંગણો એમાં છે. એક કાળે એમાં ૮૬,૦૦૦ પ્રતિમાઓનો વાસ હતો. એના સ્તંભોની ઊંચાઇ ને તેના પરના કોતરકામની કુમાશ આજે પણ આશ્ચર્ય ઉપજાવે છે. એક જ સભાગૃહમાં એવા ૧૪૦ સ્તંભોનું જાણે અરણ્ય પેદા કર્યું છે. આ ઉપરાંત બીજી અનેક કળાઓ આ રાજાઓને આશ્રયે ખીલી હતી. પિશેલ નામના એક યુરોપિયન લેખકે કહ્યું છે: “મિસરવાસીઓનાં તથા આપણાં કળા અને ઉદ્યોગહુન્નરને સરખાવીએ તો સ્પષ્ટ દેખાઇ આવે છે કે વરાળયન્ત્રની શોધ થવા પહેલાં આપણે કોઇ પણ વસ્તુમાં એમનાથી ભાગ્યે જ આગળ વધ્યા હઈશું.”

એમનાં એ અનેક સ્મરણચિહ્નોને પ્રતાપે એમાંથી કેટલાય રાજાઓનાં —ને કેટલીય રાણીઓનાં પણ—નામ વિસ્મૃતિને હંફાવી હજુ લગી ટકી રહ્યાં છે. ઉત્તર દક્ષિણ મિસરનાં વૈમનસ્ય ભૂંસી નાખી તેમને એક કરનાર ને દેશમાં સંસ્કૃતિનું બીજારોપણ કરનાર અહમંજ અથવા મીનીઝ; પિરામીડોના બંધાવનાર ખુફુ અને ખફ્ર; પશ્ચિમ એશિયાના દેશમાં મિસરની હાક વગડાવનાર થુતમોસ ૧લો, પિતાનાં આદર્શો અધૂરાં પૂરાં કરનાર પુરુષવેશધારી એની પુત્રી રાણી હતશેપસુત,

ને તેનો અનુગામી પ્રસિદ્ધ વિજેતા થુતમોસ ૩ જો; અમનહોતેપ અને રામીસીસ નામ ધારણ કરનારા અનેક પ્રતાપી રાજાઓ; તથા કળાની આશ્રયદાતા તાઇ જેવી સંસ્કારી રાણીઓ; એમનાં નામ કોઇ પણ દેશના ઇતિહાસને શોભાવે એવાં છે. મિસરની વિજયપતાકા પશ્ચિમ એશિયાના દેશો પર સેંકડો વરસ લગી ફરકતી હતી. પરદેશોથી આવેલી અનેકવિધ ખંડણીથી મિસરના ખજાના ઊભરાયા હતા. પણ એ જાહોજલાલી ને એ સામ્રાજ્ય ઝાઝો કાળ ટકયાં નહીં. સંપત્તિ, વૈભવ અને મોજશોખથી મિસરવાસીઓ ક્ષીણ થયા હતા. પરાધીન પ્રજાઓ માથું ઊંચકવા ને પરદેશી ધૂંસરી ફગાવી દેવા ટાંપી રહી હતી. વખત જતાં મિસરવાસીઓ સ્વાતંત્ર્ય ગુમાવી બેઠા, પરાધીન બન્યા; અને થોડાંક સૈકાંમાં તો એમની સંસ્કૃતિ પણ, થોડાક સ્થૂલ અવશેષો બાદ કરતાં, નામશેષ થઇ ગઇ.

## સંસ્કૃતિનું 'મમી'

સંસ્કૃતિનો નાશ થવાનાં અનેક કારણો સંભવે છે. "પૃથ્વીના થરોમાં કંઇક ઊથલપાથલ થાય કે આબોહવામાં ભારે ફેરફાર થાય; કોઇક ભયંકર ચેપી રોગ ફાટી નીકળે ને અંકુશમાં ન આવે; જમીનના રસકસ ઊડી જાય ને તેથી અનાજ માટે પરદેશ પર આધાર રાખવાનો વખત આવે; બળતણ અથવા બીજા કાચા પદાર્થો ખૂટી પડે; જગતના વેપારના માર્ગો બદલાય; નગરજીવનનાં સંસર્ગ, ઉત્તેજના અને ઘસારાને લીધે કે સમાજની પ્રણાલિકાઓ તૂટી જવાને લીધે પ્રજાની બુદ્ધિ અને નીતિનો હ્રાસ થાય; સ્વેચ્છાચારી કામસંબન્ધોને લીધે, અથવા તો ભોગરત, નિરાશાવાદી કે પ્રવૃત્તિવિમુખ ફિલસૂફીને લીધે, પ્રજાનો 'સંકર' થવા પામે; સમર્થ માણસો વાંઝિયા બનવાથી ને સંસ્કારોનો વારસો પૂરેપૂરો મૂકી જાય એવાં કુટુંબોની સંખ્યા ખૂટી જવાને લીધે સમાજનું નેતૃત્વ નબળું પડી જાય; સંપત્તિ થોડા જ હાથમાં ભેગી

થવાને લીધે વર્ગવિગ્રહો ને સમાજઘાતક બળવા થાય — એ સંસ્કૃતિ નાશનાં કેટલાંક કારણો છે," એમ વિલ ડુરાંએ લખ્યું છે.[૧૦] એમાંના કયાં કારણોએ મિસરની સંસ્કૃતિનો નાશ નિપજાવ્યો એ પ્રશ્નની ચર્ચામાં ઊતરવાનું આ સ્થળ નથી. મિસરવાસીઓ પણ સંસ્કૃતિને ચિરસ્થાયી તો બનાવવા માગતા હતા; પણ તેમણે મૃત દેહને સાચવી રાખી તે વાટે ચિરંતન જીવન પામવાનો પ્રયત્ન કર્યો. તેમણે પ્રાણની ઉપાસના કરવાને બદલે કલેવરની ઉપાસના કરી. પ્રાણપંખેરુ ઊડી ગયા પછી નિષ્પ્રાણ કલેવરો ('મમી') સાચવી રાખવામાં સાર નથી ને અમૃતત્વની પ્રાપ્તિનો એ રસ્તો નથી, એમ તેઓ ન સમજ્યા. પરિણામે તેમની સંસ્કૃતિનું પણ નિષ્પ્રાણ કલેવર જ રહી ગયું.

## સાહિત્ય અને સહૃદયતા

છતાં જે પ્રજા હજારો વરસ જીવી, જેણે અનેક સાહસો કર્યાં અનેક પરાક્રમો ખેડયાં, અનેક ક્ષેત્રોમાં નવાં પદાર્પણો કર્યાં, ને પોતાના વારસારૂપે કેટલીક વસ્તુઓ અનુગામી પ્રજાઓને આપી, તે પ્રજાના જીવનનું અને તેની કૃતિઓનું અવલોકન કરતાં આજે પણ આપણે સાનંદાશ્ચર્ય અનુભવીએ છીએ. એ પ્રજાએ જે સાહિત્ય રચ્યું તેમાં ઊંચાણ કે ઊંડાણ ભલે ઘણાં ન હોય; છતાં એ પરથી આપણે એટલું તો જોઈ જ શકીએ છીએ કે જે પ્રકારની આશાનિરાશાઓ, ઊર્મિઓ ને લાગણીઓ આપણે અનુભવીએ છીએ તે સંવેદનો સનાતન હોઈ એ પ્રજાએ પણ અનુભવેલાં હતાં. એમ જોયા પછી આપણે નમ્ર બનીએ છીએ; સહૃદય બનીએ છીએ; ઇતર પ્રજાઓને આદર અને સમભાવથી જોતાં શીખીએ છીએ; અને આપણા પુરોગામીઓનાં બહુવિધ સિદ્ધિઓ જોઈ આપણી મૌલિકતા વિષેનો આપણો ગર્વ શમે છે. એ લાભ પણ જેવોતેવો નથી.

---

૧૦. 'ધી સ્ટોરી ઓફ સિવિલિઝેશન', પૃ. ૩-૪.

# પુસ્તકસૂચી

આ પુસ્તક તૈયાર કરવામાં જે પુસ્તકોની ઓછીવત્તી મદદ લીધી છે તેની યાદી :


Brodeur, Arthur G., : *A Pageant of Civilization*

Breasted, J. H., : *A History of Egypt*

Durant, Wil, : *The Story of Civilization* ( 1 Our Oriental Heritage )

*Egyptian Literature* ( The World's Great Classics )

*Encyclopædia Britannica* ( 14th edition ) : *Articles on Egyptian Language and Hieroglyphs*

Erman, Adolf, : *The Literature of the Ancient Egyptians*

Mackenzie, Donald A., : *Egyptian Myth & Legend*

Maeterlinck, Maurice, : *Ancient Egypt*

Petrie, Flinders, : *The Making of Egypt*

Shorter, Alan W., : *The Egyptian Gods*

Toynbee, Arnold J., : *A Study of History*, Vol. I.

Trever, A. A., : *History of Ancient Civilization*

*Universal Anthology* The, (Edited by Richard Garnett & others ), Vol. I.

Waddell, L. A., : *Egyptian Civilization.— Its Sumerian Origin & Real Chronology*

Wallis Budge, E. A., : *The Mummy*

Weigall, Arthur, : *Ancient Egypt*

" " : *The Glory of the Pharaohs*

Wright, F. A., : *The Romance of Life in the Ancient World*